# ભાગ્યદેવીની ભયંકરતા!

અથવા

# આદર્શ વિધવા.

## (સામાજિક નવલકથા.)



સુપ્રસિદ્ધ બંગાળી લેખિકા

શ્રીમતી **નિરૂપમાદેવીની 'અન્નપૂર્ણાર મંદિર'** નામક

લોકપ્રિય નવલકથા ઉપરથી

**અનુવાદક,**

**વ્રજલાલ જાદવજી ઠક્કર.**

માંડવીની પોળ—**અમદાવાદ.**

**પ્રકાશક,**

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

બુકસેલર્સ ઍન્ડ પબ્લીશર્સ. ત્રણદરવાજા—**અમદાવાદ.**



**મૂલ્ય રૂપિયો ૧-૪-૦.**

આ નવલકથાના સર્વાધિકાર પ્રકાશકે સ્વાધીન
રાખ્યા છે.



પ્રથમાવૃત્તિ — પ્રત ૧૦૦૦

વિક્રમાબ્દ ૧૯૭૩. — ખ્રિસ્તાબ્દ ૧૯૧૭.

અમદાવાદ ખમાસાના ચકલે ધી 'નટવર' પ્રિન્ટિંગ પ્રેસમાં
ભોગીલાલ નારણદાસ ખોડીવાળાએ છાપ્યું.

# પ્રસ્તાવના.

પ્રસ્તુત સામાજિક ચિત્ર, એક વિદુષી બંગરમણીની બહુવિખ્યાત કૃતિનો અવિકલ અનુવાદ છે. બંગાળી ભાષાના સાહિત્યમાં સંપ્રતિ અગ્રસ્થાન ભોગવતાં "ભારતવર્ષ" "પ્રવાસી" "માનસી" "ભારતી" આદિ લોકપ્રિય માસિકપત્રોની લોકપ્રિય લેખિકા શ્રીમતી નિરૂપમાદેવીના એક સર્વથી લોકપ્રિય ન્હાનાં પુસ્તકનો ગુર્જર વાચકવર્ગને પરિચય કરાવતી વખતે વિસ્તારથી લખવું એ માત્ર શબ્દબાહુલ્યજ ગણાય. આ ન્હાનું સરખું પુસ્તક મૂલ બંગાલીમાં પ્રસ્તુત અનુવાદક મ્હારા મિત્ર વ્રજવિહારી પાસેથી લઇને મ્હેં વાંચ્યું. સામાન્ય સ્વચ્છ—સ્વાભાવિક—ઘટનાના પ્રવાહમાં જિજ્ઞાસાની દોરી એટલી સબળ વિંટળાવા લાગી કે રાત્રિના ત્રણ વાગ્યા સુધી જાગરણ કરીને પુસ્તક પૂરું કર્યું. સંસારશકટના કુટિલ ચક્ર તળે કચરાતી આર્યરમણીના આદર્શરૂપ નિર્મલદિવ્યમૂર્ત્તિ સતીની કસોટી છેવટ યમપુરીની યવનિકાદોરીના દિક્પ્રાન્તે પરિપૂર્ણ થાય છે. એજ ક્ષણે ગુજરાતી ભાષાના મસ્ત રાજપુરુષ કવિહ્રદય સ્વ૦ કલાપીએ પોતાની દુર્ભાગી ભગિનીને દુઃખદ અમરશબ્દોમાં જે આશ્વાસન આપ્યું છે ત્હેનું સ્મરણ થયા વગર રહેતું નથી,

• "વ્હાલી બાબાં ! સહન કરવું એજ છે એક લ્હાવો."

સતીનાં જીવનને માત્ર આ એકજ લ્હાવો મળ્યો છે. શિશુવયની ઉગતી કળિ, જે વખતે જગત્‌ના જહરમય વાયુથી છેકજ અપરિચિત—અજ્ઞાત છે એજ વખતથી જીવનનું પ્રચંડ તુમુલ શરુ થાય છે. ઝંઝાવાતના તોફાની આવર્તમાં, એક સુકોમલ કમલપાંદડી—દિશાહીન—આશ્વાસન અચવા સ્થાનહીન દશામાં માત્ર ચારેમેર વિષાદનું વિષપાન કરતી મૃત્યુના ખોળામાં પર્યવસાન પામે છે. છેલ્લું આશ્વાસન—છેલ્લી શાન્તિ—પરાનિ-

વૃત્તિ માત્ર પરમાત્માના પુનિત પાદપદ્મમાંજ પ્રાપ્ત કરતી વખતે પણ સતીના હૃદયની કેવી ઉજ્વલતા ! કેવી પ્રબલ કર્ત્તવ્યનિષ્ઠા, અને કેવો લોકોત્તર આત્મત્યાગ ?! સતીનાં બાલહૃદયની વિભૂતિ સ્હામે જનક-તનયા સીતામાતા, રાજદુહિતા સાવિત્રી અને સતીઓના આદર્શરૂપ નલની સહધર્મિણી સતી દમયંતીનું ગૌરવ ઝંખાઈ, ઉગતા અરુણુ સ્હામે ક્ષીણુ થતી કૌમુદીના જેવું ફિક્કું—નિસ્તેજ જણાય છે ! ધન્ય છે ! સામાન્ય આર્યગૃહમાં જન્મધારણુ કરીને અપ્રચ્છન્ન દારિદ્રતમસા-ચ્છન્ન દિવ્યજીવન ગાળનારી આર્યબાલિકા ! ત્હારા જેવી આત્મત્યાગ-સ્વાર્થપરિત્યાગની જવલંત મૂર્તિજ અમારા ભસ્માવશેષ ભારતનું ગૌરવ છે. ત્હારા જેવી દિવ્ય કુસુમકલિકાઓની શુચિસુરભિ સુવાસથીજ આ સંસાર સ્મશાનની વિષમય વિષમજ્વાલાનું આહરણ કરવાને પ્રાણુ બલ મેળવે છે ! સંસારયજ્ઞની કર્ત્તવ્યવેદીપર ત્હારા જેવી દિવ્યપ્રાણુની આ-હુતિઓ પ્રભુનાં ગોલોકને ખળભળાવી પરમાત્માનું આસન પૃથ્વીની પાપપંકિલ સપાટી ઉપર ઉતારવાને સમર્થ નિવડે છે ! મીરાંની પેઠે પિતા પરમાત્માએ ત્હારે માટે નિર્માણુ કરેલો જહરનો પ્યાલો તું આ-નંદથી પાન કરીને હસતી હસતી સ્વધામ પ્રતિ પ્રયાણુ કરી જાય છે ! દુર્ભાગ્ય કલિકાલનાં કે ત્હારે માટે મીરાંનું ભાગ્ય સર્જાયું ન્હોતું ! ત્હારે માટે જીવનની છેલ્લી ઘડી સૂધી સુખનું સ્વપ્ન નિર્માણુ થયું ન્હોતું: પરંતુ સતીત્વના આદર્શરૂપ સતિ ! ત્હારા પ્રાણુને હરણુ કરનારો હલા-હલનો પ્યાલો આશા છે કે ભારતવાસિની અનેક બ્હેનોનાં શરીરમાં વ્યાપી રહેલાં જહરને ઉતારશે. ત્હારો આત્મત્યાગ અનેક આર્યબાલિ-કાઓને દિવ્ય જીવનનો મહામંત્ર શીખવીને પુરાણપ્રસિદ્ધ સનાતનધર્મની કઠિન સાધનામાં દિક્ષિત બનાવશે ! અમરપદને પ્રાપ્ત થયેલો, થોડું લખીને ઘણું સ્હમજાવી ગયેલો પાશ્ચિમાત્ય સુપ્રસિદ્ધ કવિ "થૉમ્સ ગ્રે" (Grey) પોતાની ઓજસ્વિની વાણીમાં લખે છે તેમઃ—

"And many a flowers are born to blush unseen." ઘણાં કોમલ કુસુમો સહૃદય માનવની દૃષ્ટિ પડ્યા વિનાજ વનમાં ખિલીને વનમાંજ કરમાઇ જાય છે તેવી રીતે ઘણી આર્ય રમણીનાં ભાવપુંજમય હૃદયકુસુમો બાલિકા સતીની પેઠે ભારતનાં ઉપવનમાં પ્રચ્છન્ન-અપ્રચ્છન્નભાવે અંકુરિત થઇને પ્રચંડ ત્રિવિધતપથી સુકાઇ-શોષાઇ અકાળેજ વિશીર્ણ-મુમૂર્ષુ બની જાય છે. પદાર્થ વિજ્ઞાનના નિયમ પ્રમાણે " There is nothing perishable under the sun. Death is not an ambition. Stis a change. It is a transformation. "

વિશાળ આકાશ તળે, ભાનુના પ્રકાશમાં અસ્તિત્વ ભોગવતા કોઇ પણ પદાર્થનો વાસ્તવિક વિનાશ નથી; મૃત્યુ રૂપાંતર માત્ર છે. વિલય નથી. એ નિયમાનુસાર કળિયો અકાળે કરમાઇ જાય છે. શતદલકમલની વિચ્છિન્ન થયેલી પાંખડીઓ જીર્ણ શીર્ણ થઇને માટીમાં મળી જાય છે; પરંતુ ત્હેમની આભા-સૌન્દર્યછટાની છાયા સદાને માટે સ્મૃતિનાં નેત્રોમાં પ્રતિકૃતિ ( Photo ) ની પેઠેજ છપાઇ રહે છે. ત્હેમની દિવ્યસુરભિ હૃદયાકાશમાં સદાને માટે પવિત્ર ધર્મપ્રાણતાની સુગંધિ છાંટી દે છે. સતીના જીવનની એ કલ્પનાથી સંપૂર્ણ સાર્થકતા છે. પરમાત્મા એજ સુરભિનો પાસ ગુજરાતી વાચકહૃદયને લગાડી લેખકના પ્રયાસને ચારિતાર્થ કરો.

સતીથી બીજે નંબર આ નવલચિત્રમાં નવયુવક વિશ્વેશ્વરનો છે. આજના પાશ્ચિમાત્ય શિક્ષણની અર્ધસંદિગ્ધતાથી લક્ષ્યભ્રષ્ટ થનારા યુવકોને માટે વિશ્વેશ્વરનું જીવન એક દિવ્ય આદર્શ છે. ધનવાનોનાં ગાનતાન તેમજ ખાનપાનમાં ગુલતાન રહેનારાં સાંપ્રત શ્રીમાન્ સંતાનોને માટે વિશ્વેશ્વરની જીવનરેખા, એક દિવ્ય માર્ગદર્શક જ્યોતિનું કાર્ય કરે છે. નિઃસ્વાર્થ-પરહિતપરાયણ વૃત્તિથી સતીનાં કુટુંબ પ્રત્યે

દર્શાવેલી સહાનુભૂતિ ત્હેના ઉદાત્ત હૃદયનો મહદ્‌ભાવ સિદ્ધ કરી આપે છે. એ ઉપરાંત યાત્રા પ્રસંગે વિદેશી દરિદ્રનારાયણનાં દર્શનથી આર્દ્ર થતાં ત્હેના દયામય હૃદયની ઉચ્ચ ભાવના એ દરિદ્રનારાયણવડે વસેલા વ્રજમાંજ નિવાસ કરી જનસેવાનું દિવ્યધન પ્રાપ્ત કરવાની ત્હેની મહત્વાકાંક્ષા વાચકના હૃદયને અવશ્ય માનવધર્મનો પ્રભાવ બતાવી, કર્ત્તવ્યપરાયણતામાં પ્રેરવાને સફલ થશે. આ નાયક–નાયિકાનું ચિત્રલેખન એટલું બધું ઉજ્વળ અને સ્વાભાવિક છે, કે ત્હેને પ્રભાવે આ ન્હાની સરખી કૃતિ આજની વિપદ્ વિકાસપરિપૂર્ણ નવપલ્લવિત બંગભાષામાં અગ્રસ્થાન ભોગવવાને સમર્થ થઇ છે; માત્ર એટલુંજ નહીં પણ બંગભાષા તેમજ આંગ્લભાષાના સુપ્રસિદ્ધ પંડિત, ઇમ્પિરિયલ લાઇબ્રેરીના અનુવાદક શ્રી. બાબુ શરચ્ચંદ્ર સેને ત્હેનો ઇંગ્રેજીમાં અનુવાદ કરીને આર્યોની ઉદાત્ત ભાવનાઓનો આદર્શ પાશ્ચિમાત્ય પ્રજા સમક્ષ સાદર કરવાનો વિજયી પ્રયાસ કર્યો છે. હિંદીમાં પણ એ ગ્રંથનો અવિકલ અનુવાદ થયો છે, અને થોડાજ વખતમાં વિશાળ હિંદી વાચકવર્ગને પ્રિય થઇ પડેલા "હિન્દી ગ્રંથરત્નાકર" કાર્યાલયના એ પુણ્ય પ્રયાસને પણ પ્રાયઃ સફળતાં પ્રાપ્ત થઈ છે.

છેવટે એવી આશા રાખવામાં આવે છે કે ગુર્જર ગૃહસંસારમાં આવાંજ નિર્મલ–સ્વધર્મવર્ધક અને નીતિદર્શક સાહિત્યને શ્રેષ્ઠસ્થાન મળશે તો લેખક–વાચક ઉભય પક્ષને પરિણામ આનંદજનક થયા વગર નહીં રહે; એટલુંજ કહીને ગુજરાતી સાક્ષરો, ગુર્જર ન્યૂસપ્રેસરો તેમજ કેળવણીખાતાં જેવી પ્રબલ સંસ્થાઓનું આ પ્રયાસ પ્રતિ લક્ષ્ય ખેંચવામાં આવે છે.

અત્રેના સુપ્રસિદ્ધ ચિત્રકાર મી. ત્રીભોવનદાસ જે. પટેલે આ પુસ્તકના ચિત્રોના ડીઝાઇન્સો સારા કરી આપી પુસ્તકની શોભામાં વધારો કર્યો છે તેથી આ સ્થળે તેમનો પણ આભાર માનું છું.

**રાજનગર,**
તા. ૨૪–૧–૧૭.

ગુર્જર પ્રજાવર્ગના દાસાનુદાસ,
દીન સેવક **વસન્ત.**

# અનુક્રમણિકા.





———::———

# સેવાધર્મ અને કર્ત્તવ્યમાહિમા

## ( ગઝલ કવ્વાલી. )

સમર્પી પ્રાણ પરહિતમાં, કરી સંસારની સેવા;
ન સેવ્યો સ્વાર્થ કંઇ ચિત્તમાં, ખરે નર ધન્ય છે એવા:
જીવનની યજ્ઞવેદીમાં, દીધી સર્વસ્વ આહુતિ;
ગણ્યું સુખ પારકા સુખમાં, ગણ્યા એ મોક્ષના મેવા:
થયા તૈયાર દુઃખ સહેવા, દુઃખીનાં આંસુઓ લ્હોવા;
ગુનાહો પારકા ધોવા, હૃદયબળ આપજો દેવા:
સહીને અંતરે જ્વાળા, ઉભી આનંદમાં બાળા;
પ્રભુના નામની માળા, જપે છે શાન્તિધન લેવા:
અગમ છે માર્ગ સેવાનો, ગહન છે ધર્મ દેવાનો;
રહે ત્યાં ખેદ તે શાનો? વહે જ્યાં પ્રેમ પરસેવા:
પ્રભુ છે કેંદ્ર જીવનનું, પછી શું કામ છે ધનનું?!
ગ્રહ્યું સુકાન સાધનનું, હતું તે દીનને દેવા:
હરિશ્ચંદ્રે સમર્પી રાજ, વેચ્યાં બાળ ને નારી;
ઉઠાવી આફતો ભારી, અમરપદ પામતા એવા.
સતી સીતા પુનિત મૂર્ત્તિ, શિખામાં સાધતી સ્ફુર્ત્તિ,
કરી છે પ્રેમની પૂર્ત્તિ, પ્રભુપદ પ્રેમથી લેવા:
અમારા ઉચ્ચ આદર્શો, દશેદિશ દેશમાં વર્ષો;
ઉજાળી આત્મ ઉત્કર્ષો, દીપાવો ગત દિવસ જેવા:
વહાવો સૌખ્યની ધારા, પુનઃ પ્રકટી પ્રભુ પ્યારા!
ખિલાવીને કનક ક્યારા, સુહાવો દેશને દેવા:

**વસન્ત.**

ॐ तत्सत्परमात्मने नमः ।

# ભાગ્યદેવીની ભયંકરતા !

અથવા

# આદર્શ વિધવા.

( સામાજિક નવલકથા. )



## પ્રકરણ ૧ લું.



### બે સખીઓ.

ગામની પાસે થઇનેજ એક પવિત્ર સરિતા વહેતી ચાલી જાય છે. ગ્રીષ્મ ઋતુનો આવિર્ભાવ હોવાથી તેની ગતિ ધીમી પડી ગઇ છે. કિનારા ઉપર અનેક ગૃહસ્થોનાં ઉંચા મકાનો આવી રહેલાં છે. એ મકાનો પૈકી કેટલાંક મકાનોની આગળ બાગ કરવામાં આવેલા છે. એ બાગોમાં આવેલાં ઉંચા વૃક્ષો સ્થિરતાથી ઉભાં રહ્યાં હોય એવો ભાસ થાય છે. કિનારાથી થોડે દૂર એક શિવમંદિર આવેલું છે. એ મંદિરના પિત્તળના ત્રિશૂળની ઉપર પશ્ચિમાકાશમાં ઉતરી પડેલા સૂર્યભગવાનનાં રંગબેરંગી કિરણો ચમકી રહ્યાં છે.

હજી પણ લોકસમાગમ થયો નથી. માત્ર ગૃહસ્થોએ બંધાવેલા એક સુંદર ઘાટનાં પગથિયાં ઉપરથી એક બાળિકા નીચે ઉતરે છે. તેની કમર ઉપર પિત્તળનું બેડું છે. ખભા ઉપર એક વસ્ત્ર અને ટૉવલ

છે. બાળિકા પગથિયાં ઉતરી રહીને થોડા સમય સુધી ચારે દિશા તરફ દૃષ્ટિ કરવા લાગી. પછી જાણે કે તે કોઈની રાહ જોતી હોય એવી રીતે શાંતિથી ઉભી રહી !

થોડા સમય સુધી બાળિકાએ કોઇની રાહ જોઈ; પણ આવનાર મનુષ્ય આવી પહોંચ્યું નહિ; તેથી કમર ઉપરના એડાને પગથિયા ઉપર મૂકી તે પાણીમાં ઉતરી. પછીથી તેણે સ્નાન કરવાની શુરુઆત કરી. એવામાં ધીમે ધીમે નદીનો ઘાટ ઉતરી એક બીજી બાળિકા પણ ત્યાં આગળ આવી ચઢી. આવતાંની સાથેજ તેણે પહેલી બાળિકાને કહ્યું:—"વાહરે બ્હેન! ત્હેં મ્હારી થોડા વખતને માટે પણ રાહ જોઇ નહિ! તું ક્યારની આવી છે?"

પહેલી બાળિકા:—મ્હને આવ્યાને વિશેષ વખત થયો નથી. તને આજે આટલો બધો વિલંબ કેમ થયો? બાકી હમ્મેશાં તો તુંજ મ્હારાથી વહેલી આવે છે.

"હમણાં હું તને સર્વ હકીકત કહીશ; પરંતુ તું શાંતિથી ઉભી ઉભી શો વિચાર કરે છે તે પ્રથમ મ્હને કહે?"

પહેલી:—મ્હારે તે વળી શો વિચાર કરવાનો હોય?

"શો વિચાર કરવાનો હોય? એમ કે?" આમ કહીને બીજી બાળિકાએ પોતાની સખીની પાસે જઇ તેના ગુલાબી ગાલ ઉપર ધીમેથી એક ચપ્પડ મારી, તથા કહ્યું:—"ત્હારે મ્હને કહેવુંજ પડશે, કે તું શો વિચાર કરતી હતી?"

પહેલી બાળિકાએ સહજ રીસાઇનેજ કહ્યું:—"ગુસ્સે ભરાવાની તો ત્હારી ટેવજ છે. જા, મ્હારો દોષ થયો છે. શું કહું કહે?"

"ત્હેં મ્હોં શા માટે ચઢાવ્યું હતું?"



બાળકાએ મૃદુકંઠે કહ્યું:—" કમળા! ત્હારે શાનું દુઃખ છે?"

પૃષ્ઠ ૩.

B.A. P. Works

"નવી હકીકત કાંઇજ નથી. અમારા સંસારની વાત તું જાણતી નથી? તું શા માટે મ્હને વારંવાર શરમાવ્યા કરે છે?"

બીજી બાળિકાએ સ્મિતહાસ્ય કરી કહ્યું:—"મ્હારા જેવી ચિંતા આજે ત્હારા માથે હોત તો કોણ જાણે કે તું શુંયે કરત! આમ છતાં મ્હારું મુખ ત્હારા મુખના જેવું ચિંતાતુર નથી."

પહેલી બાલિકા બીજી બાળિકાના મુખ તરફ જોઇ રહી. પ્રકૃતિની શોભામાં ઘણો વધારો કરીને ચાલાક ચિત્રકારે જાણે કે એક સુસજ્જિત પ્રતિમાને નદીના વક્ષ ઉપર ઉભી કરી રાખી. મૃદુ પવન એ બાળિકાના કેશકલાપ સાથે ક્રીડા કરે છે. નદીના શીતળ સ્વચ્છ જળમાં એ બાળાની પ્રતિમાનું પ્રતિબિંબ પડયું! તેજોહીન રવિનાં રક્તિમ કિરણોએ એ ચિત્રના સૌંદર્યને વૃદ્ધિંગત કર્યું! પ્રકૃતિ મમતામયી તેમજ ભાગ્યદેવતા અકરુણ હતા.

બાળિકાએ મૃદુ કંઠે કહ્યું:—"કમળા! ત્હારે શાનું દુઃખ છે? તું મ્હોટા ઘરની લાડકવાયી કન્યા છે; ત્હારી પાસે સુખસંપદ તેમજ ઐશ્વર્યનો ભંડાર છે. ભાઈ બ્હેન મા સર્વનાં હસતાં મુખ છે; તેમનું કોઇપણ પ્રકારનું દુઃખ ત્હારે જોવું પડતું નથી, સાંભળવું પડતું નથી,—ત્હારે શું દુઃખ છે?"

"શું શ્રીમંતોને કોઇ પણ પ્રકારનું દુઃખ હોતુંજ નથી કે? મ્હોટામાં મ્હોટું દુઃખ શું ગરીબાઈજ છે કે?"

બાળિકાએ અજ્ઞાનતાથી કહ્યું:—"હું તો કાંઇ જાણતી નથી."

પોતે ગરીબ છે એમ લોકો આગળ કહેતાં ફરવું એ બાળિકાના સ્વભાવ વિરુદ્ધ હતું, તે શાંત રહી. કમળાએ કહ્યું:—"સતી, તું વિચાર કરીજો. એ સઘળું દુઃખ તો સહેલાઇથી દૂર થાય છે; પરંતુ મનનું દુઃખ કદાપિ દૂર થઈ શકતું નથી."

સતીએ ઇચ્છા નહિ હોવા છતાં પણ હસીને કહ્યું:—" ત્યારે તો તને કોઈ પણ પ્રકારનું મનોદુઃખ થયું હોતું જોઇએ, કેમ?"

"સતી, હું મ્હોટા ઘરની લાડકવાયી કન્યા છું; મ્હારે વળી દુઃખ શું હોય ?"

"માફ કર બ્હેન! મ્હારી ભૂલ થઈ છે. શું થયું છે તે કહેને?"

"તું જાણે છે કે મ્હારા વિવાહની ખટપટ ચાલી રહી છે!"

"ત્હારા વિવાહની ખટપટ? ક્યારે વિવાહ થનાર છે?"

"મ્હને લાગે છે કે માત્ર એક માસમાં; પરંતુ કોની સાથે વિવાહ થવાનો છે, એ તું જાણે છે કે?"

"હા, એ તો હું જાણું છું;–વિશ્વેશ્વરપ્રસાદ સાથે, કેમ."

"ના ના, એ દેવતુલ્ય પુરુષનું સુખ મ્હારા ભાગ્યમાં નથી. મ્હારો વિવાહ બીજા સ્થળે થવાનો છે."

સતીએ આશ્ચર્ય પામીને કહ્યું:—" ત્યારે તું કહ્યા કરે છે કે વિશ્વેશ્વરપ્રસાદ સિવાય બીજા કોઈ સાથે તું વિવાહ કરવાની નથી. ત્હારાં માબાપનો વિચાર પાછો કેમ ફરી ગયો?"

એમાં એમનો કાંઇ દોષ નથી; કારણ કે મ્હારો વિચાર વિશ્વેશ્વરપ્રસાદ સાથે વિવાહ કરવાનો છે એ તેઓ જાણતાં નથી. હવે હું તેમને મ્હારો વિચાર નિવેદન કરવાની ઇચ્છા રાખું છું."

"બાપરે! કેવી શરમ ભરેલી વાત!"

"એમાં શરમ શાની? પરંતુ પ્રથમ હું વિશ્વેશ્વરપ્રસાદના વિચાર જાણવાની ઇચ્છા રાખું છું; કારણ કે તેમનો વિચાર ન હોય તો પછી માબાપની સંમતિ શા કામની?"

સતીએ કમળાના સાહસથી આશ્ચર્ય પામીને કહ્યું:—" ત્યારે શું

તું વિશ્વેશ્વરપ્રસાદને એકાંતમાં મળીશ ? અરેરે ! કેવું શરમ ભરેલું કામ ! બ્હેન તું તો ઘણી સાહસિક જણાય છે ! ”

કમળાએ આશ્ચર્ય તથા વિરક્તિસૂચક સ્વરે કહ્યું:-“ તે સિવાય હવે બીજો શો ઉપાય છે ? હું ધારું છું કે તું કાંઇ સારી સારી ચોપડીઓ વાંચતી નથી ! ”

સતીએ ઉત્તરમાં કહ્યું:—“ હું રામાયણ અને મહાભારત હમ્મેશાં વાંચું છું. ”

કમળાએ હસીને કહ્યું:—“ બસ એ એજ પુસ્તકો વાંચે છે ! આજકાલ ઘણી સારી સારી નવલકથાઓ તેમજ વાર્ત્તાની ચોપડીઓ પ્રસિદ્ધ થાય છે, કે જેના વાચનથી જ્ઞાન તેમજ હરેક પ્રકારનું શિક્ષણ મળે છે. આજે તું મ્હારે ત્યાં આવીશ ? હું તને એક ઘણી સારી વાર્ત્તાની ચોપડી વાંચવાને આપીશ.

સતી એકાએક અતિ આશ્ચર્ય પામી. આ સમયે તેના મનમાં કમળાની અવસ્થાના ફેરફારની વાત ઉત્પન્ન થઇ. તેણે કહ્યું:—ના, મ્હારે એવી ચોપડીઓ વાંચવી નથી ! ”

“ તો, ભલે ન વાંચીશ; પરંતુ મ્હારે ત્યાં આવીશ તો ખરીને ?”

“ જો કદાચ કાકી આવવા દેશે તો આવીશ.”

“ ત્હારાં બા ઘણાં ભલાં છે અને કાકી એવાં કેમ ? ”

“ મ્હને તેની શી ખબર ? હવે ચાલ , આપણે જઇએ.”

કમળા અને સતી—બન્ને બાળિકાઓ ઘાટનાં પગથિયાં ચઢવા લાગી. બેડું લઇને પગથિયાં ચઢતાં સતીને કષ્ટ થતું હતું, તે જોઇ કમળાએ કહ્યું:—“ આટલું મ્હોટું બેડું ન લાવે તો ન ચાલે કે ? ”

“ ના નજ ચાલે. ”

"કેમ ન ચાલે. ત્હારાં બા વગેરે શા માટે પાણી નથી ભરી જતાં ?"

"હું જ તેમને રોકી રાખું છું. માતા પિતાની સેવા ચાકરી કરવાથી સંતાનોને અપાર પુણ્યની પ્રાપ્તિ થાય છે."

"ત્યારે ત્હારી ન્હાની બ્હેન સાવિત્રી પણ ત્હારી માફક શા માટે પુણ્ય પ્રાપ્ત કરતી નથી ?"

"એ તો હજી ઘણી ન્હાની છે."

"વાહ ! ઘણી ન્હાની શાની ? બહુ બહુ તો ત્હારા કરતાં બે વર્ષે ન્હાની હશે."

"પરંતુ તે ઘરમાં ઘણું કામ કરે છે. એના જેવું કામ કરનારી છોકરી બીજી ભાગ્યેજ હશે. તેના શિરે જો કાંઈ દુઃખ પડે છે તો તે શાંતિથી સહન કરે છે. મ્હારા કરતાં પણ તેની સહનશક્તિ વિશેષ છે. અમારું ઘર ગરીબ હોવાથીજ તું તેના સદ્‌ગુણોને જાણી શકી નથી."

કમળા કાંઈ પણ બોલ્યા ચાલ્યા સિવાય શાંત રહી. સતીની સાથે તેનો અસાધારણ સ્નેહસંબંધ હતો. તે સતીને દુઃખી કરવાના વિચારથી કાંઈ કહેતી નહિ; પરંતુ તેના સ્વભાવને લીધેજ તેના મુખમાંથી આવાં અહંકારસૂચક વાક્યો નીકળતાં હતાં. સતી પણ સખીનાં વચનો સાંભળી રહેતી નહિ. તે પણ બે ચાર વિલક્ષણ વાક્યો ઉત્તરમાં સંભળાવી દેતી હતી. સતી ઘણી અભિમાનિની હતી, અને કોઇ કાંઇ ખોટી વાર્તા કહે તો તે સાંભળી શકતી નહિ.

પરંતુ બન્ને સખીઓમાંથી કોઈ એક બીજીના ઉપર વિશેષ વખત સુધી ગુસ્સો કાયમ રાખી શકતી નહિ. કમળા ગુસ્સે ભરાઈ; પરંતુ ઘણા સમય સુધી તે શાંતિ ધારણ કરી શકી નહિ; તેથી તેણે કહ્યું:—

" કદાચ હું એ શબ્દો માઠા બોલી ગઈ હોઉં તો ત્હેં પણ ક્યાં બાકી રાખી છે?"

સતીએ સ્મિત કરી કમળાની તરફ દૃષ્ટિ કરી કહ્યું:—" તો પછી ત્હેં જે કાંઈ કહેવામાં બાકી રાખી હોય તો હજુ કહી નાખને?"

"મ્હારાથી હવે કાંઈ કહી શકાય તેમ નથી! હવે તું મ્હારે ત્યાં ક્યારે આવીશ તે કહે?"

" આવીશ—એક દિવસે અવકાશ મળતાં અવશ્ય આવીશ."

" ના, તેમ નહિ; મ્હારે ત્હારી સાથે કેટલીક વાતચિત કરી ત્હારી સલાહ લેવાની છે. તું જેમ બને તેમ જલદીથી મ્હારે ત્યાં આવજે, સમજી?"

" ઠીક!"

કમળા તારાપુરના સુપ્રસિદ્ધ જમીનદારના મ્હોટાપુત્રની લાડકવાયી પુત્રી છે. સુખની સીમા નથી; પરંતુ રામશંકર શાસ્ત્રીની કન્યા સતીના સાથે તેની પ્રીતિ શા માટે કાયમ રહેતી હતી તે કહી શકવું કઠિન છે. દરિદ્રની સાથે શ્રીમંતનો સ્નેહસંબંધ હોય એ એક આશ્ચર્યજનક પ્રકાર છે. બન્ને બાળિકાઓમાંથી કોઈ પણ એક બીજી સાથેનો સ્નેહસંબંધ છોડી શકતી નહિ. જો કે ગરીબાઈ અને શ્રીમંતાઈ સંબંધી તેઓ અરસ્પરસમાં વારંવાર વિવેચન કરતી હતી; પરંતુ એ વિવેચનના નિર્ણયને તેઓ બન્ને અપવાદરૂપ હતી. તેમનો સ્નેહસંબંધ શાથી સંધાયો એ સંબંધી અમે માત્ર એટલુંજ જણાવી શકીશું કે, અપૂર્વ સૌંદર્ય, સરખી પ્રકૃતિ વગેરેને લીધેજ બન્નેનો સ્નેહ કાયમ રહ્યો હતો. કમળાની ઉંમર તેર વર્ષની હતી ત્યારે સતી બાર વર્ષની બાળિકા હતી. સરખી ઉમ્મર પણ તેમના સ્નેહના ટકી રહેવાનું એક કારણ હતું.

કમળા ઘેર જઈને એક પલંગ ઉપર સૂઈ ગઈ. વિવાહની ખબરથી તે ઘણી ચિંતાતુર થઈ ગઈ છે; કારણ કે તેણે લગભગ ત્રણ વર્ષથી પોતાના વિવાહ સંબંધી વિચાર કરી રાખ્યો છે. એક દિવસે તે નદીએ સ્નાન કરવા ગઈ હતી ત્યારે ડૂબી ગઈ હતી. એ સમયે વિશ્વેશ્વરપ્રસાદ નામના પરોપકારી યુવકેજ તેનો ઉદ્ધાર કરી તેને પુનર્જીવન અર્પ્યું હતું. આ વાત સતી સિવાય બીજું કોઈ જાણતું નહિ. ઉપરોક્ત પ્રકારને ત્રણ વર્ષ વીતી ગયાં છે. આ ત્રણ વર્ષ દરમ્યાન કમળાએ જેટલાં પુસ્તકો વાંચ્યા તેમાં આવા પ્રકારના સ્થળે એકજ જાતનું લખાણ આવતું હતું. વિશ્વેશ્વરપ્રસાદ દેખાવમાં કાંઈ કમ નહોતો, તે નવીન યુવક હતો, ધર્મજ્ઞાની હતો તેમજ અદ્યાપિ કૌમાર્યવ્રતનું પ્રતિપાલન કરતો હતો. કમળા પણ ધનિક, સુંદરી તેમજ કુમારિકા હતી. આવા સ્થળે પ્રેમ ઉત્પન્ન થવો અને તેનું શુભ પરિણામ આવે એ બનવા યોગ્ય હતું. પોતાને કમળા ચ્હાય છે તેની વિશ્વેશ્વરને માહિતી હતી કે કેમ તેની અમને ખબર નથી. વિશ્વેશ્વરનું મકાન ગામથી થોડે દૂર આવેલું હોવાથી ઉપરનો પ્રકાર બન્યા પછી કમળાનો અને વિશ્વેશ્વરનો મેળાપ બિલકુલ થયો નથી; પરંતુ નવલકથાની નીતિ અનુસાર કમળા વિશ્વેશ્વરને ચ્હાય છે એ તો અમે ખાત્રીપૂર્વક આ સ્થળે જણાવી શકીએ છીએ.

કમળાએ અનેક સમય સુધી પલંગમાં સૂઈ રહીને વિચાર કર્યા કર્યો. એક દાસી જમવા બોલાવવાને આવી તો તેને બેચાર કઠોર શબ્દો સંભળાવી કાઢી મૂકી, અને તેણે ઓરડીના દ્વારને અંદરથી બંધ કરી દીધું. ત્યાર પછી તેણે એક નવીન પુસ્તક આવ્યું હતું તે લઈ તેનું છેલ્લું પ્રકરણ કાઢયું. તેણે જોયું કે, નાયક નાયિકા એ સ્થળે આરામથી સંસારની વાતચિત ચલાવી રહ્યાં હતાં.

કમળા કાંઈક શાંતિ મેળવી સૂતી સૂતી વાંચવા લાગી. ત્યાર પછી તે વાંચતાં વાંચતાં ક્યારે નિદ્રાધીન થઈ ગઈ તેની તેને ખબર રહી નહિ. દાસી તેમજ તેની માતાએ જ્યારે તેની ઓરડીનું બારણું ખખડાવ્યું ત્યારે તે જાગી ઉઠી. જ્યારે તે જાગી ઉઠી ત્યારે વાંચેલા પુસ્તકની હકીકત તેને બિલકુલ યાદ આવી નહિ.

——(૦)——

## પ્રકરણ ૨ જું.

——:x:——

### દરિદ્ર ગૃહસંસાર.

પ્રભાતકાળ થયો છે! પંખીઓ જાગ્રત થઇ કલરવ કરી રહ્યા છે. ઘંટી દળવાનો અવાજ સંભળાય છે, અને તે સાથેજ 'જાગરે જાદવા કૃષ્ણ ગોવાળિયા' વગેરે ભજનોનો સુમધુર સ્વર કાનને આકર્ષે છે. શીતળ પવન પુષ્પોની સુગંધિ હરી લઇને જોશથી વાય છે. કૂતરાં બિલાડાં હજી સુધી શાંતિથી ઉંઘે છે. ગાયો ભેંસો પોતાનાં બચ્ચાં તરફ અસાધારણ માયા દર્શાવે છે. યૌવનસ્વપ્નમાં નિમગ્ન બની ગયેલાં સુમધુર પુષ્પોનાં ઝુમખાં, તથા ઊંચાં માથાં કરી ઉભા રહેલાં લીલા પલ્લવવાળાં વૃક્ષો અતિ મધુરતા, અતિ પવિત્રતા અને અતિ શાંતિ તેમજ શીતળતાનો ફેલાવો કરતાં હતાં. પૂર્વાકાશમાં ઝાંખી લાલી જણાતી હતી.

આવા સમયે રામશંકર શાસ્ત્રી પોતાના ઘરના ઓટલા ઉપર ચાદર ઓઢીને બેઠા બેઠા ધૂમ્રપાન કરતા હતા. ધૂમ્રપાન કરતા કરતા તેઓ વિચાર ચલાવી રહ્યા હતા. કેટલાક સમય સુધી પ્રકૃતિનું દર્શન

કરી, કાંઇ વિચાર કરી તેઓ સ્વગત કહેવા લાગ્યાઃ—" અરેરે ! પશુપં-ખીઓ કરતાં મનુષ્યજીવ સર્વોત્તમ ગણાય છે; છતાં તેનાં દુઃખની સીમા કેમ નથી ? પશુપંખીઓને ઇશ્વર આહાર મેળવી આપે છે, અને મનુષ્ય-જીવને તે માટે અનેક પ્રકારની ખટપટ કરવી પડે છે. પૃથિવી આવી પક્ષપાતી કેમ છે ? જે મનુષ્યજીવથી પૃથિવી ગૌરવશાલિની છે તેના ઉપર તેની આવી ક્રૂરતા કેમ ?"

વિચાર કરતાં કરતાં શાસ્ત્રી મહાશયે ધૂમ્રપાનના ધુમાડાથી ચારે દિશાને અંધકારમયી કરી નાખી. એવામાં શાસ્ત્રીજીના જુના ભાંગ્યા તૂટયા ઘરનું દ્વાર ઉઘાડી એક રમણી બ્હાર આવી. તેણે માત્ર એક લાલ સાલ્લો પહેરેલો હતો. હાથ ઉપર બે સાદી ચુડીઓ હતી. લલા-ટમાં કુમકુમની ટપકી હતી; આમ છતાં એ રમણીના સૌંદર્યની સીમા નહોતી. વાદળાંઓ હોવા છતાં ચંદ્રમાનું તેજ સર્વાંશે દૂર થતું નથી તેજ પ્રમાણે આ રમણી દરિદ્ર હોવા છતાં તેનું પ્રાકૃત સૌંદર્ય દૂર થયું નહોતું. મકાનની પાસે આવેલા કૂવામાંથી જળ લઇ આવી રમણીએ ઓટલા ઉપર કુંડાની ઉપર જે તુલસીના છોડ રોપ્યા હતા તેમાં રેડયું. ત્યાર પછી હાથ ધોઇ સ્વામીની પાસે એક જળથી ભરેલો લોટો અને દાતણ મૂકી તેણે સ્વામીને પ્રણામ કર્યા. ત્યાર પછી કોમળ સ્વરે તેણે કહ્યુંઃ—" શા માટે આજે બહુ વ્હેલા ઉઠયા છો ? શું કાલે રાત્રે છાતીમાં વિશેષ દર્દ થતું હતું ? શું તાવ ભરાયો હતો ?"

હાથમાંના હુક્કાને દિવાલની પાસે મૂકી શાસ્ત્રીજીએ કહ્યુંઃ— "બળ્યું એ છાતીનું દર્દ અને તાવ તરિયો ! હવે તો મરણ થાય ત્યારેજ દુઃખનો પાર આવે ! કરુણાસિંધુ હવે તો આ અસહ્ય દુઃખમાંથી મ્હને પોતાની પાસે બોલાવી લે તોજ મ્હારો ઉદ્ધાર થાય. "

સ્વામીના શબ્દોથી રમણીને પોતાની ગરીબાઇ માટે ઘણું દુઃખ

ચયું. શાસ્ત્રીજીએ શાંત રહીને પોતાની સામે દેખાતા એક આંબાના ઝાડ તરફ નજર કરી. સ્ત્રીએ ધીમેથી કહ્યું:—" પ્રભુ ! દાતણ કરો. જળ મ્હેં મૂક્યું છે."

"હમણાં દાતણ કરું છું; પરંતુ ઘરમાં ચોખા દાળ છે કે નહિ ?"

રમણીએ નકારમાં ઉત્તર આપ્યો. શાસ્ત્રીજીએ કહ્યું:—" ઘરમાં કાંઇ પૈસા સિલ્લક છે કે તેપણ ખલાસ થઇ ગયા છે ?"

" ઘરમાં હવે ક્યાંથી પૈસા હોય ? પંદર રૂપિયામાં તો ત્રણ મહિના કાઢયા ! એટલા પૈસા ક્યાં સુધી પહોંચે ?"

" ના પહોંચે તો હું શું કરું ? ચોરી કરું કે ભિક્ષા કરું ?"

સ્ત્રીએ પોતાની આંખોમાંનાં આંસુ સાફ કરી નાખ્યાં. સ્વામીએ વિરક્ત થઇ જઇને કહ્યું:—" તું માત્ર રડવાનુંજ જાણે છે. જો રડવાથી આપણું દુઃખ દૂર થતું હોત તો પછી હું પણ કેમ ન રડત ?"

થોડા સમય પછી વળી નમ્રસ્વરે પાછા શાસ્ત્રીજી બોલ્યાઃ—" આજે હું ભટકવાને જઈ શકું તેમ નથી. આજનો દિવસ કોઇપણ પ્રકારે ચલાવી લે. કાલે વળી જોઇ લેવાશે."

આમ કહીને શાસ્ત્રીજી પ્રાતઃકૃત્ય કરવા ચાલ્યા ગયા. રમણી સાવરણી લઇ આવી પૂંજો કાઢવા લાગી. પૂંજો કાઢતાં કાઢતાં તેણે એક બે વખત બૂમ મારી:—" સતી, ઓ સતી !"

તરતજ બારણું ઉઘાડી એક કુસુમકળીના જેવી બાળિકા માતા પાસે આવી પહોંચી, તથા સુમધુર સ્વરે તેણે કહ્યું:—" કેમ બા ?"

" સતી હજી ઉઠી નથી કે ? તું પૂંજો કાઢી નાખ, ત્યાં સુધીમાં હું કૂવેથી પાણી ભરી લાવું."

" હુંજ પાણી ભરી લાવું છું." કહીને બાળિકા ત્વરાથી ઘડો લેવા ઘરમાં ચાલી ગઇ. જેવી તે ઘડો લઇને બ્હાર પાછી આવી કે

તેની માતાએ તેને કહ્યું:—“ બ્હેન ! ત્હને પાણી ભરી લાવવામાં હરકત પડશે. તું પૂંજો કાઢ, અને હું પાણી ભરી લાવું છું. ”

બાળિકા માતાનું કહેવું માન્યા સિવાય જળ ભરવાને ચાલી ગઇ. જાહ્નવી કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય પૂર્વ પ્રમાણે પૂંજો કાઢવા લાગી.

એવામાં સતીની વિધવા કાકી માતંગિની આ સમયે બ્હાર આવી કહેવા લાગી:—“ ક્યાં ગયા ? ભાભી ! તમે જાણો છોને કે ઘરમાં આજે કાંઈ નથી. તેમને બ્હાર જવાનું કહોને. ઘેલો દૂધવાળો હવે ઉધાર દૂધ આપવાની ના પાડે છે. તે એમ કહે છે કે, ‘ તમારી દશા એવી છે કે, તમે સાત જન્મે પણ મ્હારું લેણું ચુકતે કરી શકો તેમ નથી. દુઃખી દરિદ્ર માણસો કેવી રીતે લેણદારોનું લેણું પતાવી શકે ?’ વળી જુઓ, હમણાં કાલી ઉઠશે તે તરતજ ખાવાનું માગશે !”

“ બ્હેન ! આજે એમનું ચિત્ત સ્વસ્થ નથી. તમે તેમને કાંઇ કહેશો નહિ; નહિ તો તેઓને ઘણું દુઃખ થશે. વળી ઘેલા દૂધવાળાનું કાંઈ આપણી પાસે બહુ લેણું નથી. માત્ર એક મહિનો ચઢેલો છે. ”

જેઠાણી સહજ રોષમાંજ બોલી ઉઠી:—“ એક મહિનો તે કાંઈ ઓછો ચઢેલો કહેવાય કે ? તમે ધણીને કાંઈ કહી શકતાં નથી તો પછી મ્હારે કહેવાની શી ગરજ પડી છે ? પરંતુ બાળબચ્ચાંને દૂધ ન મળે તો તેઓ દુઃખી થાય તેથીજ અંતઃકરણની લાગણીને લીધે કહું છું. ” આમ કહીને માતંગિની ગાય પાસે ગઈ, તથા તેના ખાનપાનની વ્યવસ્થા કરી બબડી ઉઠી:—“ ગાય પણ હમણાં દૂધ આપતી નથી. આવી ગાયને તે કેમ કરી પોષાય !”

કૂવો પાસેજ હોવાથી સાવિત્રીએ કાકીનું આ વાક્ય સાંભળી મ્લાનમુખે કહ્યું:—“ જો ગાયને બરાબર ખાવાનું મળે તો તે દૂધ આપેને ?”

માતંગિનીએ સાવિત્રીના વાક્ય તરફ લક્ષ્ય આપ્યું નહિ. તેણે ગાય પાસેથી ચાલી આવતાં સૂઈ રહેલા કૂતરાને લાકડી મારીને જાગ્રત કર્યું. કૂતરૂં બિચારૂં લાકડીના મારની વેદનાથી બરાડા પાડતું ઉઠીને સીધી પૂંછડીએ નાશી ગયું. પંખીઓ માતંગિનીનો ઝપાટો જોઇ વૃક્ષો ઉપર ચૂપકીદીથી બેસી રહ્યાં.

આ સર્વ કોલાહલથી સતીની ઉંઘ ઉડી ગઇ. બ્હાર આવીને જોયું તો તેને સર્વ જાગ્રત થયેલાં જણાયાં. આ સમયે જાહ્નવી વાસણો સાફ કરતી હતી. સતી માતાને ઉઠાડી પોતે વાસણ સાફ કરવા લાગી.

એવામાં શાસ્ત્રીજી પ્રાતઃકૃત્યથી પરવારી ઘરમાં આવ્યા. આ સમયે તેમના સોળ વર્ષની ઉમ્મરના પુત્ર કેશવકાન્તે તેમની પાસે આવીને કહ્યું:—" બસ ગમે તેમ કરો—મરો કે છપનીયાના ખાડામાં જઇને પડો; પરંતુ મ્હારે આજે ધોતિયું જોઇએજ. મ્હેં વારંવાર તમને આ માટે કહ્યું; છતાં તમો મ્હારા શબ્દો તરફ લક્ષ્યજ નથી આપતા ! આજે હું ધોતિયું લીધા સિવાય જનાર નથી. વળી સાધારણ લાવશો નહિ;—મ્હારે તો માનચેસ્ટરનું ધોતિયું જોઈએ ! "

જાહ્નવીએ આવી પહોંચી પુત્રને સમજાવતાં કહ્યું:—" ભાઈ ! આ વખતે તું ચલાવી લે. ફરી આવીશ ત્યારે—"

" ત્યારે શું ? ઘણા દિવસથી તમારા વાયદાનો પાર આવતો નથી ! બાપા ! મ્હારે આજે ધોતિયું જોઇશેજ !"

રામશંકરે ઉગ્ર કંઠે કહ્યું:—" ગરીબના પુત્રનો આવો મિજાજ ! તેમણે પોતાની સ્થિતિનો વિચાર કરીને વર્તવું જોઇએ. હું તેમને માટે ચોરી કરવા જઉં કે શું ?"

આ સમયે માતંગિનીએ આવીને ઉમેર્યું:—" તમારે ચોરી કરવી હોય તો તેમ કરો ! બાળબચ્ચાંને જ્યારે અન્નવસ્ત્ર આપવાની તાકાત

નહોતી તો પછી એમના બાપા શા માટે થયા ?"

વળી એવામાં ત્રણ વર્ષની ઉંમરનો પુત્ર કાલીશંકર આવી ચઢીને પોતાની માતાના વસ્ત્રનો પાલવ પકડી કહેવા લાગ્યોઃ—"બા ! મ્હને ખાવા આપ ! બહુ ભૂખ લાગી છે."

શાસ્ત્રી મહારાજે પોતાની ઓરડીમાં જઇને તરતજ અંગરખું પ્હેર્યું. જાહ્નવીએ તેમની પાસે જઇને પૂછ્યું:—"પ્રભુ ! કપડાં પહેરી ક્યાં જાઓ છો ?"

શાસ્ત્રીજી પત્નીને કાંઈ પણ ઉત્તર આપ્યા સિવાય મ્હોં ફેરવી ઘરમાંથી બ્હાર નીકળ્યા. ન્હાના પુત્રને કમર ઉપર લઇને જાહ્નવી પણ તેમની પાછળ ગઈ, તથા ફરીથી તેણે પ્રશ્ન કર્યો:—"સ્વામિન્ ! ક્યાં જાઓ છો ?"

"જો કાંઈ પણ બની શકશે તો પાછો આવીશ, નહિ તો આ મ્હારી છેલ્લી વિદાય સમજજે." આમ કહીને શાસ્ત્રીજી વિના વિલંબે ત્યાંથી ચાલ્યા ગયા.

જાહ્નવીએ વ્યાકુળતાથી પોતાના મ્હોટા પુત્ર કેશવકાન્તને બોલાવીને કહ્યું:—"કેશવ ! જા જા, ત્હારા પિતા ક્યાં જાય છે તેની તપાસ કરી તેમને પાછા બોલાવી લાવ. જા, ભાઈ ! જા."

"તેઓ વળી ક્યાં જવાના છે ? ઘણાય પાછા આવશે. હું તો ચંદ્રપુરના નરેંદ્રનાથને ત્યાં જાઉં છું. તેઓ મ્હને પોતાની પાસેજ રહેવાનું કહે છે; પરંતુ તમારી લાગણીને લીધેજ ત્યાં રહી શકતો નથી. હવે હું આજથી તમારી પાસે હમ્મેશાંને માટે વિદાય માગું છું. આ ઘરનું જો હું અન્ન ખાઉં તો મ્હને ઢેડજ જાણજો."

જાહ્નવીથી કાંઈ પણ બોલી શકાયું નહિ. પોતાના ભાગ્યને દોષ આપતી તે શાંત ઉભી રહી. સતીએ એટલામાં વાસણો સાફ કરી નાખી

પોતાના ભાઈ પાસે આવી પહોંચીને ગદ્‌ગદ કંઠે કહ્યું:—“ભાઈ! આ શું કરો છો? જાઓ, જલદી જાઓ, બાપાજીને બોલાવી લાવો. તમે સર્વે જ્યારે અમને દુઃખમાં રડતાં કકળતાં મૂકી ચાલ્યા જશો તો પછી અમારી કેવી દશા થશે?”

“તેમની જેમ મરજી હશે તેમ કરશે. હું તો મ્હારે આ ચાલ્યો.” આમ કહીને તરતજ કેશવકાન્ત ઘરની બ્હાર નીકળ્યો. સાવિત્રીએ બ્હાર આવી ભાઈના બન્ને હાથ પકડી કહ્યું:—“ભાઈ! હું તમારા પગે પડું છું. ગુસ્સે ભરાશો નહિ. બાપાજીને જલદીથી બોલાવી લાવો.”

બાળિકાને જોરથી ધક્કો મારી કેશવકાન્ત ચાલ્યો ગયો.

જાહ્નવી બાળકની સાથે ઓટલા ઉપર બેસી પડી. તેનું મુખ વસ્ત્રથી ઢંકાયલું હતું. સતી ચિત્રની પ્રતિમા પ્રમાણે વિચારમગ્ન સ્થિતિમાં ઉભીજ રહી. સાવિત્રી ઘરકામ પૂર્ણ કરી નાખવાને માટે ઘરમાં ચાલી ગઈ; પરંતુ હાથે કરવાનું કાર્ય નેત્રોમાંના અશ્રુજળથી તે જોઈ શકી નહિ. માત્ર માતંગિની મ્હોટેથી બરાડા પાડી રડતી રડતી બનેલો બનાવ આડોસી પાડોસીઓને જણાવવા લાગી.

રામશંકર શાસ્ત્રી મનના આવેગને લીધે સિધો રસ્તો મૂકી એક જંગલના માર્ગે જવા લાગ્યા. જે તરફ નજર પડતી તે તરફ તેઓ કાઇ પણ પ્રકારનો નિશ્ચય કર્યા સિવાય ચાલ્યા જતા હતા. પગમાં જોડા નહિ હોવાથી કાંટાઓ પણ વાગતા હતા. રસ્તામાં પોતાના ગામનો પ્રાણશંકર નામનો માણસ શાસ્ત્રીજીને મળ્યો; તેણે પ્રશ્ન કર્યો:— “શાસ્ત્રીજી! ક્યાં જાઓ છો?”

શાસ્ત્રીજીએ ચાલ્યા જતાં ઉત્તર આપ્યો:—“યમરાજના દરબારમાં.”

પ્રાણશંકર આશ્ચર્યથી ચાલ્યો ગયો. શાસ્ત્રીજીની વિલક્ષણ સ્થિતિ જોઈ તે તેમને બીજો એક પણ પ્રશ્ન કરી શક્યો નહિ.

શાસ્ત્રીજી વળી બીજા માર્ગે આગળ વધ્યા; પરંતુ રસ્તે બીજું કોઈ મળે નહિ એવો જે તેમનો હેતુ હતો તે સફળ થયો નહિ. તેમણે જોયું તો દૂરથી વિશ્વેશ્વરને પોતાની તરફ આવતો તેમણે જોયો. વિશ્વેશ્વરે શાસ્ત્રીજી પાસે આવી પહોંચી, માનથી તેમને પ્રણામ કરી પ્રશ્ન કર્યો:–"આપ આ તરફ ક્યાં જાઓ છો ?"

"તેનો નિર્ણય મ્હેં કર્યો નથી. જે તરફ જવાય છે તે તરફ જઉં છું."

"આ તરફ તો રસ્તો નથી, તો પછી આપ ક્યાં જાઓ છો ?"

"જ્યારે રસ્તો નથી ત્યારે પછી તમે ક્યાંથી આવો છો ?"

"મ્હારી વાત છોડી દ્યો. સિધે રસ્તે આવતાં વિલંબ થાય તેમ હોવાથીજ હું આ તરફથી આવું છું."

ત્યારે મ્હારું પણ તેમજ સમજો ને !"

"હું તારાપુરની પેઢીમાં કામને લીધે ગયો હતો. પાછા આવતી વખતે ઘર તરફ જલદીથી આવી શકાય તેથી આ તરફથી આવું છું."

"હું પણ કામને લીધેજ આ તરફ જઉં છું. કામકાજ સિવાય શા માટે હું આવા વિચિત્ર રસ્તે આવું ?"

"શાસ્ત્રી મહારાજ ! તમે શા માટે અસત્ય વચનો ઉચ્ચારો છો ? જો હરકત ન હોય તો આપનો હેતુ મ્હને કૃપા કરીને કહો. હું આપના સ્નેહને પાત્ર છું–આપના પુત્રસમાન છું. મ્હારી આગળ કોઇ પણ પ્રકારનો સંકોચ રાખશો નહિ એવી પ્રાર્થના છે."

"સંકોચ શાનો, ભાઈ ?"

"જો હું કદાચ આપની સામાન્ય સેવા પણ કરી શકીશ તો મ્હને પોતાને કૃતાર્થ થયો સમજીશ."

શાસ્ત્રીજીએ એક વખત સ્થિર દૃષ્ટિથી યુવકના મુખ તરફ જોયું

તેમને આ યુવકનું મુખ ઘણું સરળ, ઉદાર અને આગ્રહી જણાયું—વ્યંગનું કે છેતરપિંડીની એક પણ ચિહ્ન એ મુખ ઉપર દેખાયું નહિ. શાસ્ત્રીજીએ કોમળ સ્વરે કહ્યું:—"ભાઈ! તમારી મ્હારા પ્રત્યેની મમતાને માટે હું તમારો ઘણો આભારી થયો છું; પરંતુ કહો, કે હું કેવી રીતે તમારા ઉપકારને ગ્રહણ કરું? મ્હેં કોના ઉપર શો ઉપકાર કર્યો છે કે હું બીજાનો ઉપકાર લઈ શકું?"

"હું તમારા ઉપર ઉપકાર કરવા નથી માગતો, માત્ર મનુષ્ય તરીકેનું મ્હારું કર્ત્તવ્ય બજાવવા માગું છું. સ્નેહનું દાન સ્વીકારવામાં સંકોચ રાખવાનું કારણ નથી."

"જુઓ ભાઈ, સાંભળો ત્યારે; હું ઘેરથી આહારાદિની વ્યવસ્થા કરવા માટે બ્હાર નીકળ્યો છું. લોકોને ત્યાં જઈ ભિક્ષા માગતાં મ્હને મ્હારા જીવ ઉપર તિરસ્કાર આવે છે; હું શું કરવું તે હવે વિચારી શકતો નથી; તેથીજ આંખો જે તરફ દોરી જાય છે તે તે તરફ જઉં છું."

વિશ્વેશ્વર કંપી ઉઠ્યો. તેણે પૂછ્યું:—"ત્યારે તમારો નોકરી કરવાનો વિચાર છે?"

"જો નોકરી મળે તો પછી સોના કરતાં પીળું શું?"

"ઠીક ત્યારે, તારાપુરની પેઢીમાં ચાલો. માસિક દશ રૂપિયાના પગારનો એક નોકર જોઇએ છીએ. તમે ત્યાં કામ કરી શકશોને?"

"હા, અવશ્ય કરી શકીશ; પરંતુ પ્રથમ માસનો પગાર મ્હને અગાઉથી એટલે કે આજેજ મળવો જોઇએ."

"ઠીક, તમે મ્હારી સાથે ચાલો."

બન્ને તારાપુર તરફ જવા લાગ્યા. વિશ્વેશ્વરે બીજી દિશા તરફ મુખ ફેરવી એક ગાઢ નિ:શ્વાસ મૂક્યો. તે શાસ્ત્રીજીની સ્થિતિ સમજી ગયો હતો.



# પ્રકરણ ૩ જું.

## વિશ્વેશ્વરપ્રસાદ.

વિશ્વેશ્વર એક ગ્રામ્યયુવક હતો. તેના પિતા ગામમાં મ્હોટા શ્રીમંત હતા; છતાં તેમના બ્હારના વ્યવહારથી તેમની શ્રીમંતાઈ બિલકુલ જણાતી નહોતી. ઘણું કરીને 'કૃપણ'ના સંબોધનથીજ ગામમાં તેમના નામનો ઉચ્ચાર થતો હતો.

એક મજલાનું એક સાધારણ મકાન, અનેક ગાયો, બળદ, ગાડી વગેરેથી પરિપૂર્ણ હતું, તથા અનાજના પણ ઢગલાના ઢગલા મકાન પાસેના વિશાળ ચોકમાં પડેલા નજરે પડતા હતા. 'ઉત્તમ ખેતી' એ સુત્ર વિશ્વેશ્વરના પિતા ધનેશ્વરની સ્થિતિ જોતાં સત્ય માલૂમ પડતું હતું. ઘરમાં નોકર ચાકરોની કે બ્રાહ્મણ મહારાજની વધારે ધામધૂમ જણાતી નહોતી. ખુરસી ટેબલો તેમજ આયના વગેરેથી દિવાનખાનાંઓ પણ સુસજ્જિત જણાતાં નહોતાં—આ મકાન તો સાદા ગામનું સાદું મકાનજ હતું.

પરંતુ લોકોનું એમ કહેવું હતું કે, ધનેશ્વર ઘણા કૃપણ-કંજુસ છે. સંસારમાં ,તેમનો એક પુત્ર અને તેની વિધવા માશી અન્નપૂર્ણા સિવાય બીજું કોઈ નહોતું. માસી પણ ઘણી શ્રીમંત હતી એમ લોકોના કહેવાથી અમે પ્રથમ જાણી શક્યા છીએ. માતા વગરના વિશ્વેશ્વરનું પ્રતિપાલન કરવાને જ્યારે તેણે ધનેશ્વરના મકાનમાં પ્રવેશ કર્યો તે સમયે લોકોના હૃદયમાં ઈર્ષ્યાનું તોફાન જાગી ઉઠ્યું હતું.

પોતાના એકના એક પુત્ર વિશ્વેશ્વરને ધનેશ્વર કદાપિ પોતાની દૃષ્ટિથી દૂર કરતા નહિ. આથી કરીને વિશ્વેશ્વરે ગામની સ્કુલમાં

મેટ્રિક સુધી અભ્યાસ કર્યો હતો; પરંતુ લોકો એમ કહેતા કે, વિશ્વ-વિદ્યાલયની કેળવણી લીધેલી નહિ હોવા છતાં વિશ્વેશ્વરે અસાધારણ જ્ઞાન સંપાદન કર્યું છે, અને સંસ્કૃત વિદ્યાના ખાં ગણાતા શાસ્ત્રીઓ અને પુરાણીઓ વિશ્વેશ્વરના સંસ્કૃત જ્ઞાન આગળ પરાજિત થતા હતા. એક સમયે ધનેશ્વરનો એક એમ. એ. પાસ થયેલો સ્નેહી તેમને ત્યાં આવી ચઢ્યો હતો. તે વિશ્વેશ્વરનું વિશાળ જ્ઞાન જોઇ અવાક્ બની ગયો હતો. વિશ્વેશ્વર એક જ્ઞાની, પરોપકારી, સત્યપ્રિય અને ધર્મપ્રિય યુવક તરીકે સમસ્ત ગામના યુવકમંડળમાં પ્રખ્યાત હતો; પરંતુ ગામનું સ્ત્રીમંડળ એના ગુણથી અજ્ઞાન્ હતું! સ્ત્રીમંડળ અને બાળિકા મંડળી માત્ર એટલુંજ જાણતું હતું કે વિશ્વેશ્વર સારા સ્વભાવવાળો તેમજ સુંદર યુવક છે!

વિશ્વેશ્વરને ગામના લોકો ભાગ્યેજ ગામમાં હરતો ફરતો જોઇ શકતા હતા. તેણે બાવીસ વર્ષ સુધીનું પોતાનું જીવન પોતાના ઘરની ઓરડીમાંજ પસાર કર્યું હતું. સરખી ઉંમરના સ્નેહીઓ સાથે ફરવા જવાના તથા તેમની સાથે વાર્તાલાપ કરવાના પ્રસંગો તેના જીવનમાં હજી સુધી બિલ્કુલ આવ્યા નહોતા. સોળવર્ષની ઉંમરે મેટ્રિક પાસ કરીને તે પોતાના મકાનની ઓરડીમાં પેઠો છે. સ્નાનાદિ સમય સિવાય કોઈ તેને બ્હાર જોઈ શકતું નહિ. અંતઃપુરમાં આવેલી એ ઓરડીમાં પ્રવેશ કરવાનો કોઇને પણ અધિકાર નથી. જો અધિકાર હોય તો માલૂમ પડી આવે કે એ ઓરડીમાં અસંખ્ય ભિન્ન ભિન્ન વિષયો-નાં પુસ્તકો પડી રહ્યાં છે, અને વિશ્વેશ્વર એકાગ્ર ચિત્તે તેનું મનન કર્યાં કરે છે. પુસ્તકો મંગાવવામાં જે ખરચ થતું હતું તે માટે પિતા-નો કોઈ પણ પ્રકારનો પ્રતિબંધ નહોતો; ઉલટું પુત્રના આવા સ્વ-ભાવથી પિતાને ઘણો આનંદ થતો હતો. સંસારની લેશ પણ ચિંતા-

નો ભાર તેઓ પુત્રના શિરે પડવા દેતા નહિ. પુત્રને પરણાવી તેનો સુખી સંસાર જોઇને પિતાનો કાશી તરફ ચાલ્યા જવાનો વિચાર હતો; પરંતુ એકાએક કાળે આવીને નૉટીસ આપી દીધી. પુત્રને સર્વ પ્રકારની શિખામણ આપીને તેના પ્રતિપાલનનો ભાર તેની માશીના શિરે મૂકી પિતાએ પરલોકવાસ કર્યો.

પ્રથમ તો વિશ્વેશ્વર ગભરાઈ ગયો. સાહિત્યના એકમાર્ગી ક્ષેત્રમાંથી સંસારમાર્ગમાં આવવાને તેને ઘણી હરકત જણાવા લાગી. તેણે જાણે કે ફરીથી જીવન ધારણ કર્યું હોય એવો તેને ભાસ થવા લાગ્યો.

પરંતુ સંસારકાર્ય તેને માટે હરકતભરેલું નહોતું. પિતાની વ્યવસ્થા ઘણી ચમત્કારિક હતી, અને તેમના પુત્ર વિશ્વેશ્વરની બુદ્ધિ પણ કાંઈ સાધારણ નહોતી. અત્યાર સુધી તે જે પ્રમાણે સાહિત્ય-સાગરમાં નિર્વિઘ્ને તણાતો હતો તેજ પ્રમાણે સંસારસાગરમાં પણ સ્વચ્છંદે તણાવા લાગ્યો.

સંસારનું સઘળું કામકાજ પૂરું કરી નાખ્યા પછી પણ તેને ઘણો વખત મળતો હતો ! એ સમયનો ઉપયોગ કેવા પ્રકારે કરવો તેનો એ વિચાર કરવા લાગ્યો. કારભારનો વધારો કરવાની વ્યવસ્થા કરીને થોડી ઘણી નવી જમીન ખરીદ કરી, બાગ વગેરે વેચાણ રાખી તેની ઉન્નતદશા કરીને હમણાં તો નદીના કિનારા ઉપર કોઈ પણ પ્રકારના હેતુથી એક વિશાળ મકાન બાંધવાની વ્યવસ્થા તે કરવા લાગ્યો. આ સમય દરમ્યાન ગ્રામ્યદેવી ભવાનીના મંદિરનું સંસ્કારકાર્ય સંપન્ન થઈ ગયું છે. મહિમાપુરનો ભાંગેલો બાંધ ઘણી વખત વિશેષ ભાંગી જઇને ગામમાં પાણી ભરાઈ જતું હતું, તેનો પણ બરાબર સુધારો કરાવી નાંખવામાં આવ્યો છે. આ સર્વ કાર્યો કોણ કરે છે તે કોઈ જાણી શકતું નહિ; તથાપિ કોઈ કોઈ ચતુર માણસો એમ

કહેતા હતા કે, કંજુસ ધનેશ્વરની સંપત્તિનો ઘણો સારો ઉપયોગ થાય છે. કોઈ પરહિત કરવાને આતુર રહેનારા સાધુઓ વિશ્વેશ્વરને બોલાવીને કહેતા કે:—"ભાઈ! પારકાનું કામ કરતાં પહેલાં તમે તમારું એવું એક કામ કેમ નથી કરતા કે, જેથી કરીને તમારું નામ જગજાહિર થઈ પડે." વિશ્વેશ્વર આ વાર્ત્તાને ઉડાવી દઈને કહેતો કે:—"એવું મ્હોટું કામ કરવાની મ્હારામાં શક્તિજ ક્યાં છે? મ્હારી શક્તિ તો માત્ર બે ચાર રૂપિયાનું ખર્ચ કરી શકવા જેટલી છે!"

માશીબા અન્નપૂર્ણા આટલા દિવસ સુધી સ્વતંત્ર રીતે ગૃહસંસારનો સઘળો ભાર ખેંચતાં હતાં; પરંતુ એકાએક કાંઈ વિચાર આવવાથી તેઓ ગૃહસંસાર તરફ કાંઈક ઓછું ધ્યાન આપવા લાગ્યાં. તેમને પોતાના આ સંસારમાં એક નવી વ્યક્તિ લાવવાનો વિચાર થઈ આવ્યો. પુત્ર સમાન વિશ્વેશ્વરને એક દિવસે પોતાની પાસે બોલાવીને તેમણે કહ્યું:—"સાંભળ ભાઈ વિશુ! મ્હારી એક ઇચ્છા છે તે તું પૂર્ણ કરીશ?"

"શી ઇચ્છા છે, માશીબા?"

"સઘળા સંસારીઓને ઘેર ન્હાની નવીવહુ કેવો પ્રકાશ કરી રહે છે! આપણા સંસારમાં તો તદ્દન અંધકાર છે."

"શું કરીએ, માશીબા? મનુષ્ય કાંઈ આજ્ઞાથી આવતું નથી. ભગવાન્ ન આપે તો પછી શો ઉપાય?"

"ભાઈ! તું ભૂલે છે. દરેક ઘેર એક મનુષ્યને આજ્ઞાથી લાવવામાં આવે છે. તું પણ મ્હારા ઘરમાં એક મલકાતી વહુ કેમ નથી લાવી આપતો?

માશીબાની ઇચ્છા સાંભળી વિશ્વેશ્વર 'ખડ ખડ' હસી પડ્યો. તેનું હાસ્ય બંધ પડ્યુંજ નહિ. માશીબાએ ગુસ્સે ભરાઈને કહ્યું:—

"આટલો બધો હસે છે શા માટે? હવે જો ઘરમાં વહુ નહિ લાવે તો લોકો નિંદા કરશે."

"નિંદા કરવી એ તો હિંદુઓનો જાતિસ્વભાવ છે. પારકી છોકરીને ઘરમાં લાવીને શા માટે વિના કારણ જંજાળ વધારવી! આપણે મા દીકરો કાંઈ ખોટાં છીએ ?"

"ખોટાં શાનાં? પરંતુ આપણા સંસારમાં ત્રીજું માણસ આવશે તો સારું થશે."

"એક આવ્યા પછી વળી કહેશે કે બીજું લાવ, બીજા પછી ત્રીજાને લાવવાનો વિચાર કરશો! મનુષ્યની ઈચ્છા પૂર્ણ થતીજ નથી. ભગવાને જે સ્થિતિ આપી હોય એમાંજ સુખ માનીને પોતાના દિવસો પસાર કરવા એ, સમજુ મનુષ્યનું કર્ત્તવ્ય છે."

"ત્હારા જેવો ગાંડો છોકરો તો મ્હેં એક પણ જોયો નહિ. હું કાંઈ સાંભળવાની નથી. એક કુમારિકા આપણા સંસારમાં લાવવાની વ્યવસ્થા હું કરીશજ."

"ત્યારે તમે તમારી ઈચ્છામાં આવે એટલી કુમારિકાઓને શા માટે પસંદ નથી કરતાં? હું પણ તમને બે ચાર પસંદ કરી આપીશ."

"વાહ, ત્યારે તો ઘણું સારું તું જે બે ચાર કુમારિકાઓને પસંદ કરવાનો હોય તેમાંથી જે સૌથી સુંદર અને ગુણિયલ હોય તેનું નામ કહેને ?"

"ના માશીબા! એવો અન્યાય થાય નહિ. તે દરેકને આપણા સંસારમાં લાવી તમારે આનંદ ભોગવવો જોઈએ. જેમ ઘણી વહુઓ એકઠી થશે તેમ તમારા ઘરમાં રૂમઝુમનો અવાજ થયાજ કરશે!"

"એ બધી મૂર્ખાઈ જવા દે, અને વિવાહ કરીશ કે નહિ! તે કહે ?"

"મ્હારા મતની શી જરૂર છે! તમે તમારે જેમ કરવું હોય તેમ કરો અને વહુઓ લાવીને ઘર ભરો; વળી માશીબા! એક વખત કાશી વૃંદાવન જઈ આવવાનો તથા ગયા જઈને પિતાનું શ્રાદ્ધ કરવાનો મ્હારો વિચાર થયો છે. તમે કાશી વૃંદાવનની વાતો કરો છો; પરંતુ મ્હેં એ પવિત્ર સ્થળોનું દર્શન કરેલું નહિ હોવાથી એક વખત હવે એ તરફ જઈ આવવાનો નિશ્ચય કર્યો છે. જો તમે મ્હારી સાથે નહિ આવો તો હું સુકાઈને અડધો થઈ જઈશ."

"પરંતુ વિવાહ થઈ ગયા પછી કાશી, વૃંદાવન તેમજ ગયા તરફ જઈએ તો? વિવાહ થઈ ગયા સિવાય હું ત્હારી સાથે આવવાની નથી."

"ત્યારે હું એકલોજ જઈશ. તમે વિવાહની વ્યવસ્થા કરજો."

"પરંતુ ત્હારા સિવાય વિવાહ કરશે કોણ?"

"એ તો તમે જાણો!"

"ભાઈ! હવે તો બહુ થયું; ઠીક ચાલ, પ્રથમ ત્હારી ઇચ્છા પ્રમાણે આપણે પશ્ચિમના પ્રવાસે જઈ આવીએ.

* * * * *

સંધ્યા સમયે વિશ્વેશ્વર પોતે નવીન તૈયાર કરાવેલા બગીચામાંથી પાછો ફરતો હતો. એવામાં એક બાળિકા તેની નજરે પડી. એક ન્હાના ઘડામાં તે પાણી ભરીને જતી હતી. બાળિકા વિશ્વેશ્વરને આગળ વધવાને માટે માર્ગ આપવાના હેતુથી સહજ ખસી ગઈ. બાળિકાને, ઘાસથી ઢંકાઈ રહેલી, કાંટાઓથી પરિપૂર્ણ જગ્યામાં સરકી ગયેલી જોઈને વિશ્વેશ્વરે વ્યાકુળતાથી કહ્યું:—"એમ આડે રસ્તે જઈને શા માટે ઉભી રહી છે? કદાચ સર્પ કે એવું કાંઈ વિષમય પ્રાણિ કરડશે તો?"

બાલિકા કાંઈ બોલી નહિ. વિશ્વેશ્વરને પણ વિશેષ કાંઈ કહેવું વ્યાજબી નહિ જણાયાથી તે આગળ વધવા લાગ્યો થોડે દૂર ગયા પછી તેણે પાછી નજર ફેરવીને જોયું તો બાલિકા પ્રથમ જ્યાં ઉભી હતી ત્યાંજ હજી સુધી ઉભી રહેલી તેને માલૂમ પડી. વિશ્વેશ્વર આશ્ચર્યથી આગળ જતો અટકી ગયો. તેણે જોયું કે બાલિકા અદ્યાપિ તેના સામેજ જોઈ રહી હતી; પરંતુ જ્યારે પોતે તેના તરફ જુએ છે એમ બાલિકાના જાણવામાં આવ્યું કે, તરતજ તેણે પોતાની નજર ફેરવી નાખી. વિશ્વેશ્વરને એવો વિચાર થઈ આવ્યો કે, 'કદાચ બાલિકાનો મ્હને કાંઈ વાત કહેવાનો વિચાર તો નહિ હોય? એ કોઇ પરિચિત બાલિકા જણાય છે; છતાં કોની પુત્રી છે તે હું સમજી શકતો નથી.'

આમ વિચારી વિશ્વેશ્વર ફરીથી એ બાલિકા પાસે ગયો, તથા ત્યાં જઈ તેણે પ્રશ્ન કર્યો:—"તું કોની પુત્રી છે?"

"રામશંકર શાસ્ત્રીજીની."

વિશ્વેશ્વરે જોયું કે, બાલિકાએ બીજું કાંઈ કહ્યું નહિ. આથી કરીને લાચારીથી તે પાછો ફર્યો. પોતાની જાતે કોઈને કાંઈ પૂછવું એ તેના સ્વભાવવિરુદ્ધ હતું. જો કોઈ તેને કાંઈ કહેવા આવતું અને સંકોચથી કહી શકતું નહિ તો તે પણ સંકોચને કારણે કાંઈ પૂછી શકતો નહિ. તે પોતે માથું નમાવી દઈ ચૂપ રહેતો હતો. તે દિવસે તેણે શાસ્ત્રીજીને એટલી વાત પૂછી હતી તેનું કારણ એ હતું કે, તેણે પોતાની માશી માર્ફત શાસ્ત્રીજીના ગૃહસંસારની દુઃસ્થિતિની કેટલીક હકીકત સાંભળી હતી. એ હકીકત સાંભળવામાં આવતાં તેના હૃદયમાં સખ્ત આઘાત થયો હતો. વળી તેણે પોતાના મનમાં એમ પણ વિચારી રાખ્યું હતું કે, કોઈ પણ રીતે રામશંકરને અગરતો તેમના પુત્રને જો કાંઈ કામ અપાવી શકું તો તેમનું દુઃખ થોડે ઘણે અંશે દૂર થયા

સિવાય રહેશે નહિ; પરંતુ વિશ્વેશ્વરે એ વાર્ત્તા કદાપિ સ્વપ્નમાં પણ વિચારી નહોતી કે, કોઈ સારા ઘરનો માણસ મ્હારી પાસે રૂપિયા માગશે અગર તો કોઈ પણ પ્રકારની ભલાઈની આશા રાખશે. આ વાર્ત્તાનો ખ્યાલ કરતાં પણ તે સંકોચાતો હતો. નોકરીનું નક્કી કરી આપ્યા પછી તેણે શાસ્ત્રીજીની કાંઈ સંભાળ લીધી નહોતી. તેની ઈચ્છા હતી કે, કોઈ પણ રીતે તેમની જે ભલાઈ થવાની હતી જે થઈ ગઈ છે. બે ચાર દશ દિવસનું કામ એકજ દિવસમાં થઈ ગયું છે.

વિશ્વેશ્વરને ચાલ્યો જતો જોઈને સતીએ પાછી પોતાની દૃષ્ટિ તેની તરફ ફેરવી, અને તેણે નમ્ર સ્વરે કહ્યું:—"આપની સાથે—આપની સાથે—"

વિશ્વેશ્વર ઉભો રહ્યો તેણે પૂછ્યું:—"મ્હારી સાથે ત્હારે કાંઈ વાત કરવી છે?"

"હા"

"શી, કહેને?"

સતી સંકોચથી મરી જતી હતી. તે જો પોતાની કહેવાની વાત ન કહે તો પણ ચાલી શકે તેમ નહોતું. તે કાંઈ ન કહે તો સખીને અન્યાય કરેલો કહી શકાય તેમ હતું. વિશ્વેશ્વર સમજી ગયો કે, બાળિકા જે હકીકત કહેવા માગે છે તે કહેતાં સંકોચ પામે છે; તેથી તેણે બાળિકાની વિશેષ પાસે જઈને કહ્યું:—"કહેને;—આટલી બધી શરમાય છે શા માટે?"

સતીએ મહાકષ્ટે કહ્યું:—"કમળાએ કહાવી મોકલ્યું છે કે—"

"કમળા! કયી કમળા?"

કાંઈક આશ્ચર્ય પામીને તથા દુઃખિત થઈને સતીએ કહ્યું:—"જમીનદારની છોકરી. તેને આપ નથી ઓળખતા કે શું? આપેજ એક વખત તેને ડૂબતી બચાવી હતી."

આશ્ચર્ય પામીને વિશ્વેશ્વરે કહ્યું:–"અરે! એતો ઘણા દિવસ ઉપરની વાત છે. ઠીક, હવે તું ત્હારે જે કહેવું હોય તે કહે."

"કમળાએ કહ્યું છે કે, આપના વિવાહની વાત ચાલી રહી છે તે તેના સાંભળવામાં આવી છે."

વિશ્વેશ્વર મ્હોટેથી હસી પડયો. તેણે મનમાં ને મનમાં વિચાર્યું કે, માશીની વાત ઘણી ઝડપથી આખા ગામમાં ફેલાઈ ગઈ છે. તેણે હસતાં હસતાં કહ્યું:–"હા, આ વાત તો ચાલી રહી છે; પરન્તુ તે સાથે તમારી શી મતલબ છે?"

જ્યાં સુધી બની શકે ત્યાં સુધી મસ્તક નમાવીને સતીએ મધુર સ્વરે કહ્યું:–"કમળા આપની સાથે જ વિવાહ કરવાની ઇચ્છા રાખે છે."

સતીના આ ઉત્તરથી વિશ્વેશ્વરનું આશ્ચર્ય તો ઓછું થયું; પરંતુ તેને હસવું ઘણું આવ્યું. સતીને શરમાઈ જતી જોઈને તેણે વિચાર્યું કે, આ શરમાળ બાળિકા આગળ આટલું બધું હસવું યોગ્ય નથી; તેથી તેણે કહ્યું:—"તેના વિવાહની વાત બીજે કોઈ ઠેકાણે ચાલી રહી નથી કે શું?"

સતી વિશ્વેશ્વરના વાકયનું રહસ્ય સમજી શકી નહિ; તેથી તેણે સીધી રીતે કહ્યું:–"હા, ચંદ્રપુરના જમીનદારના પુત્ર સાથે તેનો વિવાહ થાય એવી ખટપટ ચાલી રહી છે; પરંતુ એ ત્યાં વિવાહ કરવાને રાજી નથી."

"શું તું ખરું કહે છે?"

"હા."

વિશ્વેશ્વરે ગંભીર મુખ કરીને કહ્યું:–"તેને કહે કે, ત્યાંજ તેનો વિવાહ થવા દે. ગામમાં મ્હોટી જાન આવશે; ખાનપાનની ધામધૂમ

ઠીક ચાલશે. એ લોકો ઘણા મ્હોટા ગણાય છે તેથી ઘણાં મૂલ્યવાન્ ઘરેણાં ગાંઠાં પણ મળશે. ત્યાં વિવાહ થવા દેવામાંજ કલ્યાણ છે."

સતીએ લજ્જાથી કોમળ બનેલી દૃષ્ટિ વિશ્વેશ્વરના મ્હોં તરફ ફેરવીને કહ્યું:—"તમે પણ મ્હોટા માણસ છો. કિમતી ઘરેણાં ગાંઠાં લાવવામાં તમે પણ ક્યાં પાછી પ્હાની કરો એવા છો?"

"તું ગાંડી બની ગઈ છે કે શું? મ્હારી સાથે તું ચંદ્રપુરના જમીનદારની સરખામણી કરે છે?"

"ત્યારે હું કમળાને શું કહું?"

વિશ્વેશ્વરને ફરીથી હસવું આવ્યું. મહાકષ્ટે તેણે ગંભીર મુખ કરીને કહ્યું:—"તેને કહેજે કે, મ્હારી સાથે વિવાહ કરશે તો ભૂખના દુઃખથી તેનો જીવ જશે!"

સતી ઘણી દુઃખિત થઈ; પરંતુ વિશ્વેશ્વરનો ઉત્તર સાંભળી તેને હસવું આવ્યું. તેણે કહ્યું:—"તમે તો મશ્કરી કરો છો!"

"મશ્કરી કરતો નથી—સાચુંજ કહું છું. મ્હને એ વાતનું ઘણું દુઃખ છે કે હું તેનું કહેવું કબૂલ કરી શકતો નથી."

સતી ઉદાસ બનીને જવા લાગી. વિશ્વેશ્વરે કહ્યું:—"ત્હારું નામ શું છે?"

"સતી."

"ત્હારો ભાઈ ઘેર આવ્યો? ત્હારા પિતા તે દિવસે કહેતા હતા કે—"

"હા." કહીને સતી પોતાને માર્ગે આગળ વધી. વિશ્વેશ્વરે સંકોચ પામીને કહ્યું:—"ત્હારા પિતા તારાપુરની પેઢીમાં હમ્મેશાં જાય છે કે?"

જતાં જતાં સતીએ કહ્યું:—"હા. જાય છે."

વિશ્વેશ્વર બીજા પણ કેટલાક પ્રશ્નો પૂછવાની ઇચ્છા રાખતો હતો. એ લોકોને કોઈ જાતનું હવે દુઃખ છે કે કેમ એ પૂછવાની તેની ઇચ્છા હતી; પરંતુ તે એ સંબંધી કાંઈ પૂછે તે પહેલાં તો સતી ચાલતી થઈ. વિશ્વેશ્વર પણ સંકોચને લીધે સતીને જતી અટકાવીને કાંઈ પૂછી શક્યો નહિ. રામશંકર એ દિવસ પછીથી તેને ફરી મળ્યા નહોતા. એક બે વખત રામશંકરને ત્યાં જઈ આવવાની ઇચ્છા પણ તેને થઈ આવી હતી; પરંતુ ત્યાં તે જવાનું સાહસ કરી શક્યો નહોતો. તે દિવસે ભૂખથી રિબાતા એ કુટુંબના લોકોના શિર ઉપર આવેલા સંકટને કાંઈક અંશે તે દૂર કરી શક્યો હોવાથી તેને એક પ્રકારની શાન્તિ મળી હતી.



## પ્રકરણ ૪ થું.

---

## વિવાહની ચિંતા.

રામશંકર શાસ્ત્રીએ માસિક દશ રૂપિયાની નોકરી કરવા માંડીને એમ વિચાર્યું કે, સ્ત્રી, પુત્ર, કન્યા વગેરે સર્વના ઋણમાંથી તેઓ મુક્ત થયા છે. તેમને માટે કરવા જેવું કે, વિચારવા જેવું હવે બીજું કાંઈ રહ્યું નથી; તેથીજ તેઓ સ્વચ્છંદ ચિત્તથી યથાસમયે સ્નાનાહાર સમાપન કરી બે ત્રણ ચલમ તમાકુ પીને નિદ્રાધીન થઈ જતા હતા; પછીથી ઉઠી હાથ મ્હોં ધોઈ, વસ્ત્રો પહેરી નોકરીપર ચાલ્યા જતા હતા. રાત્રે આઠ નવ વાગ્યે નોકરીપરથી પાછા આવી ગરમ ભોજન કરી પાછા નિદ્રાધીન થઈ જતા હતા.

શાસ્ત્રીજીનો પુત્ર કેશવકાન્ત ઘણા દિવસથી ચાલ્યો ગયો હતો. ચંદ્ર-

પુરની નાટકશાળામાં તે એક ઉસ્તાદ એકટર ગણાતો હતો નારીચરિત્રનો પાર્ટ ભજવવામાં તે અદ્વિતીય તેમજ નિપુણ હતો. મહિનામાં તે જે બે દિવસ ઘેર આવતો તે બે દિવસમાં માતા પિતા, ભાઈ ભગિની વગેરેને કકળાટ કરાવી પોતે પણ કકળાટ કરી પાછો ચાલ્યો જતો હતો. પિતાના ઘરનું સાધારણ પ્રકારનું ભોજન, સાધારણ ઝુંપડી વગેરેમાંનું કાંઈ તેને પસંદ પડતું નહિ. આ માટે શાસ્ત્રીજીને પણ કાંઈ વિશેષ દુઃખ થતું નહોતું. પુત્ર હજારો લોકોની નજર આગળ નિપુણતાથી પોતાનો પાર્ટ ભજવતો હોવાથી અંતે કોઈ દિવસે તેની ઉન્નતિ થશે એમ તેઓ ધારતા હતા.

કેશવકાન્તનો વેષ પણ અદ્ભુત હતો. તે •ઈસ્ત્રી કરેલાં કપડાં, પૉલિસ કરાવેલાં શર્ટસ અને હાફકોટ પહેરતો હતો. હાફકોટને ઉઘાડો રહેવા દેતો હતો. હાથમાં એક ચેરીવુડની સ્ટીક ધારણ કરતો હતો, અને ભાઈને સીઝર સિગારેટ વિના એક ક્ષણ પણ ચાલતું નહોતું!

પુત્રનો આવો વેષ જોઈને એકલી જાહ્નવીદેવી એકાંતમાં આંસુ સારતી હતી. માતાને આંસુ સારતી જોઈને તેની બન્ને પ્રાણાધિકા પુત્રીઓ પણ રડતી હતી. માત્ર આ ત્રણ જીવને શાંતિ નહોતી. ઘરસંસારના કાર્યથી નિવૃત્ત થતાં જાહ્નવી સુતર કાંતતી તથા ગુંથણ તેમજ ભરતકામ પણ કરતી હતી. આ કાર્યો કરીને તે સંસારનો અભાવ યથાશક્તિ દૂર કરતી હતી. દશ રૂપિયાના શાસ્ત્રીજીના પગારમાંથી સમસ્ત સંસારનો નિર્વાહ થઇ શકતો નહોતો. વળી ન કરે નારાયણ અને ભવિષ્યમાં કોઈ સારો ખોટો પ્રસંગ શિરપર આવે તો તે માટે પણ થોડું ઘણું દ્રવ્યસંચય કરવાની જરૂર હતી સ્વામીની સ્થિતિ તો રોગિષ્ઠ હતી, તેમને ક્ષય રોગ થયેલો હતો. બન્ને પુત્રીઓ મ્હોટી થઈ હતી. રૂપ ગુણથી માત્ર શું થાય તેમ હતું? રૂપ ગુણ તથા અન્ય સૌ સદ્દગુણોની

પરીક્ષા મનુષ્યો પૈસાથીજ કરે છે. એ પૈસાનો તો તદ્દન અભાવ હતો! કોણ એ બન્ને બાળિકાઓના વિવાહનો યત્ન કરે! આ ચિંતાથી જાહ્નવી હમેશાં વારંવાર ગાઢ નિઃશ્વાસ મૂકી પરમકૃપાળુ પરમાત્માનું સ્મરણ કર્યા કરતી હતી.

બપોરનો વખત હતો. સર્વત્ર શાંતિ હતી. ઘરનું સઘળું કામ-કાજ પૂરૂં થઈ ગયું હતું તુળસીના ચોતરા ઉપર બિલાડી શાંતિથી વિશ્રામ લેતી હતી. કૂતરો ઓટલાની નીચે પગથિયાંપર પડ્યો પડ્યો લખ લખ કરી રહ્યો હતો. આમ્રવૃક્ષોપર કેરીઓ ઝૂલી રહી હતી. વૃક્ષોની ડાળપર બેઠેલી, આમ્રસ્વાદથી તુષ્ટ થયેલી કોકિલા ક્વચિત ક્વચિત કુહુકો કરતી હતી કે "કુહુ—કુહુ". જાહ્નવી બેઠી બેઠી એક ટોપીપર ભરત-કામ કરતી હતી. સતીએ આ સમયે માતાની પાસે આવીને કહ્યું:— "બા! કમળા સાસરેથી અહિં આવી છે—હું એક વખત તેની પાસે જઉં?"

"જવું હોય તો જા—પરંતુ બ્હેન! તાપ સખ્ત પડે છે. થોડા વખત પછી જાય તો શું?"

"તાપ નરમ થતાં રસ્તે પાછો લોકોનો અવર જવર ચાલુ થશે. સાવિત્રિ! તું મ્હારી સાથે આવીશ કે?"

સાવિત્રીએ મસ્તક હલાવી નકારમાં ઉત્તર આપ્યો.

"ત્યારે હું કોની સાથે જઉં બા? શું એકલી જઉં?"

જાહ્નવીએ સાવિત્રી પ્રતિ દૃષ્ટિ કરીને કહ્યું:—"સાવિત્રિ! તું સાથે જા. સતી એકલી કેવી રીતે જાય?"

સાવિત્રીએ તાપથી તપેલું તેમજ લાલચોળ બની ગયેલું મુખ ફેરવી, કપાળપર વિહરતી ચોટલાની લટને દૂર સરકાવી નમ્રસ્વરે કહ્યું:—

"બ્હેન ! તું કાલીને ત્હારી સાથે લઈ જાને. હું આજે બાની પાસે બેસીને ભરતકામ કરીશ."

પોતાના ભાઈ કાલીશંકરને વિવિધ પ્રકારનો લોભ દર્શાવીને તેને પોતાની સાથે લઈ સતી બ્હાર નીકળી.

કમળા મ્હોટા ઘરની કન્યા હતી. ઘરમાં પ્રવેશ કરતાંજ જાણે કે, સતીના પગ કંપતા હતા ! આજકાલ કરતાં લગભગ બે વર્ષ પછી સતી કમળાના ઘરમાં આજે પ્રવેશ કરતી હતી. આ બે વર્ષમાં તે મ્હોટી થઈ હતી. કોઈને ત્યાં જતાં આવતાં તે સંકોચાતી હતી. શ્રીમંત માણસ ગરીબ માણસ સાથે સહજમાં વાતચિત કરતું નથી; તે માત્ર ગરીબ માણસ તરફ જોઇનેજ બેસી રહે છે. સતીએ ફરીથી કમળાને ત્યાં નહિ આવવાનો પોતાના મન સાથે નિશ્ચય કર્યો.

પરંતુ કમળાએ જ્યારે દોડી આવીને તેનું ગળું પકડયું. ત્યારે સતીનો સઘળો વિરાગ ઉડી ગયો. આ બે વર્ષના સમયમાં કમળા સવિશેષ સુંદર બની ગઈ હતી, તેમજ મ્હોટી પણ થઈ હતી. વસ્ત્રાભુષણોથી તેનું સમસ્ત અંગ દીપી રહ્યું હતું. સતી કાંઈ બોલી નહિ; માત્ર મુગ્ધદૃષ્ટિથી કમળા તરફ ટગર ટગર જોઈ રહી. કમળા પણ પ્રથમ કાંઈ બોલી શકી નહિ. આ જાણે કે તેની પૂર્વેની સતી નથી. દરિદ્રતાની અંદર જાણે કે તેનું સુંદર મુખ ચુર્ણવિચુર્ણ કરી નાખીને કોઇએ તેને નવીન સ્વરૂપ આપ્યું છે. તેનું માથું કાંઇક લાંબુ થયું હતું. તેનો કેશકલાપ તેની પીઠ પર છૂટો પડયો હતો—વાયુદેવતાની સાથે ક્રીડા કરી રહ્યો હતો. અધર ઉપર શાંત હાસ્ય જણાતું હતું; પરંતુ નેત્રોમાં ગંભીર ચિંતાની છાયા છવાયલી જણાતી હતી. કમળાએ તેને ગળે વળગી પડીને કહ્યું:—"આટલી બધી કઠોર કાળજાની કેમ થઈ ગઈ છે ? હું ત્રણ દિવસથી આવી છું ત્યારે તું મ્હને આજે મળવા આવી કેમ ? વળી તું જાણે છે કે મ્હારે માત્ર આઠજ દિવસ

અહિં રહેવાનું છે. હું એવા ઠેકાણે જઈ પડી છું કે, એક દિવસ પણ કોઈ ઠેકાણે જવાની રજા મળતી નથી. અનેક પ્રકારની સાધનાઓ કરી, ઘણા કાલાવાલા કર્યા ત્યારેજ આ સમયે અહિં આવી શકી છું." આમ કહીને કમળાએ હાસ્ય કર્યું. કમળાને હાસ્ય કરતી જોઈ સતીએ પણ હસીને પૂછ્યું:—"કોને કાલાવાલા કરીને આવી છું ? પતિદેવને કે ?"

કમળાએ કહ્યું:—"બ્હેન ! પતિની રજા સિવાય મ્હારાં સાસુ મ્હને કેવી રીતે અહિં આવવા દે ?"

આ પ્રમાણે બન્ને સખીઓ વચ્ચે વાતચિત ચાલવા લાગી. કમળાના સુખસૌભાગ્યની વાત સાંભળી સતી આનંદ પામી. બે વર્ષ પૂર્વેનો પ્રકાર કોઈ કોઈ સમયે તેને યાદ આવતો હતો. કમળા કેવી હશે એવા વિચારથી તે કોઈ કોઈ સમયે વ્યાકુળ બની જતી હતી. વિવાહ સમયે કમળાનું મ્લાનમુખ તથા વિરક્તભાવ જોઈને સતી ઘણી દુઃખી થઈ હતી. વિશ્વેશ્વરના પ્રત્યે પણ તે કાંઈક ક્રોધે ભરાઈ હતી. ઘણી વાતચિત થયા પછી કમળાએ કહ્યું:—"અત્યાર સુધી હું મ્હારીજ વાત કર્યા કરી; હવે તું ત્હારી વાત તો કહે ?"

સતી:—મ્હારી શી વાત કહું ?

કમળા:—વિવાહની વાત ! હવે કયાં સુધી આવી ઘરડી ડોશી થયેલી છે છતાં કુમારિકા રહીશ ?

સતી હસી પડી. કમળાએ કહ્યું:—"હસીને વાત ઉડાવી દેવા માગે છે ? તું કાંઈ કહેતી કેમ નથી. ઓહો ! ત્હારા જેવી શરમાળ શાણી બીજી એક પણ જોઈ નહિ."

સતી:—હું કાંઇ જાણતી નથી !

કમળા:—હાસ્તોને; હજી તો તું ન્હાની કીકી છે ખરીને !

સતીઃ—બ્હેન ! હું મ્હારા દુર્ભાગ્યની શી વાત કહું ? મ્હારો વિવાહ કરવા જતાં અમારી ગરીબ ઝુંપડી વેચી દેવી પડે તેમ છે, દેવું કરવું પડે તેમ છે. અમે બધાં જ્યારે ઝાડ નીચે જઈને નિરાધાર બની જઈએ ત્યારેજ ત્હારી આ કમનશિબ સતીના વિવાહ થાય તેમ છે.

કમળાઃ—બ્હેન ! તું ભૂલે છે. સૌ માણસો પૈસાનાં સગાં હોતાં નથી; વળી તું અતિ સુંદર છું, ગુણિયલ છે. શું ત્હારી સુંદરતા તેમજ ગુણોને વધાવી લેનાર કોઈ પણ યુવક આપણા કમનશિબ દેશમાં નથી ?

સતીએ હાસ્ય કરીને કહ્યું:—"કમળા ! ત્યારે તુંજ મ્હને પરણ."

આ વાક્યથી કમળાનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં. ક્ષીણસ્વરે તેણે કહ્યું:—"ત્યારે હવે ત્હારું શું થશે ?"

"મ્હારૂં શું થવાનું હતું ? પરમકૃપાળુ પરમાત્માએ જેમ ધાર્યું હશે તેમ થશે. બ્હેન ! હું માત્ર માબાપને દુઃખ દેવાનેજ અવતરી છું ! લે, હવે હું જઉં છું !"

કમળાઃ—બસ. એટલામાંજ જઈશ ?

સતીઃ—ના, હવે હું બેસીશ નહિ. તાપ નરમ પડી ગયેલો હોવાથી રસ્તાપર લોકોનો અવર જવર ચાલુ થશે.

કમળાઃ—કાલે પાછી આવીશ કે ?

સતીઃ—કાલે મ્હારાથી નહિ આવી શકાય. તું રહીશ ત્યાં સુધીમાં એક વખત વળી પાછી આવી જઈશ.

કમળાઃ—બસ—માત્ર એકજ વખત આવીશ ? સતિ ! બ્હેન ! તું આવી ક્યારની થઈ ગઈ ? મ્હેં ત્હારા સહવાસમાં રહેવાનો ઘણો વિચાર કર્યો હતો; પરંતુ તું તો એમજ કહે છે કે માત્ર એક વખત આવીશ ! ઠીક બ્હેન ! તને જેમ ફાવે તેમ કર.

સતી કાંઈ પણ બોલ્યા સિવાય કાલીશંકરને સાથે લઈને ઘેર ચાલી ગઈ. ઘેર જતાંજ તેણે ઘણી ગરબડ થતી જોઈ! "આટલી મ્હોટી હેડંબા જેવી છોકરીને પારકે ઘેર જવા દેતા શરમ પણ ન આવી કે?" આમ કહીને માતંગિનીએ પોતાનો સ્વર સપ્તમ ઉપર ચઢાવી દીધો, તથા વધારામાં કહ્યું કેઃ—"આજે એમને ઘેર આવવા દ્યો એટલે આ બાબતનો બંદોબસ્ત કરીનેજ હું પાણી પીશ!"

રાત્રે આઠ વાગ્યે રામશંકર શાસ્ત્રી ઘેર આવ્યા ! સાવિત્રીએ જઈને તેમને પગ ધોવાનું પાણી આપ્યું. હાથ મ્હોં સાફ કરવાને રૂમાલ આપ્યો, અને પછીથી એક પંખો લઈને તે પિતાને વાયુ ઢોળવા લાગી. જાહ્નવીએ થાળી પીરસી. શાસ્ત્રીજી ભોજન કરવા ગયા. આ સમયે સતી કાલીને ઉંઘાડી દેવાનો યત્ન કરતી હતી. તે પણ તેને સૂતો રહેવા દઈ પિતા પાસે આવીને બેઠી. કાલી મ્હોટેથી રડવા લાગ્યો. સતીએ સાવિત્રીને કહ્યુંઃ—"બ્હેન! તું જા, હું પંખો હલાવું છું!"

સાવિત્રી જઈને કાલીને ચંદ્રમા દેખાડવા લાગી. તેના શરીર તેમજ મસ્તક ઉપર હાથ ફેરવવા લાગી. આથી કરીને કાલી ધીમે ધીમે ઉંઘવા લાગ્યો.

બારણાંની પાસે ઉભી રહીને જાહ્નવી પતિને ભોજન કરતા જોઇ રહી હતી. એકાએક દીપકના પ્રકાશમાં તેણે સતીને જોઈ. એ કુસુમકલી ઉપર દૃષ્ટિ પડતાંજ તેણે એક લાંબો શ્વાસ લીધો. આવો પ્રકાર જોઈને સતી પણ તેની માતા તરફ જોઈ રહી.

અત્યાર સુધી જેઠાણી ઉંઘતી હતી. એકાએક તેની ઉંઘ ઉડી ગઈ. તે જલદીથી રસોડાના દરવાજા પાસે જઈ પહોંચી શાસ્ત્રીજી પાસે બેઠી. શાસ્ત્રીજીએ ઉંચું મસ્તક કરી એક વખત તેના તરફ જોયું.

અને બીજી ક્ષણેજ થાળી ઉપર દૃષ્ટિ કરીને ભોજન કરવામાં ધ્યાન આપ્યું. આ સમયે જેઠાણીનું ધૈર્ય છુટી ગયું. તે પોતાના સુરને સપ્તમ સુધી ઉંચે ચઢાવીને બોલી ઉઠી:—"માત્ર પેટ ભરતાંજ આવડે છે કે બીજું કાંઈ આવડે છે? આ બન્ને છોકરીઓ હવે મ્હોટી થઈ છે—એક ચૌદ વર્ષની અને બીજી બાર વર્ષની થઈ છે. તેમના તરફ દૃષ્ટિ સુદ્ધાં કોણ કરે છે? શું આંખો ફુટી ગઈ છે? શુદ્ધિબુદ્ધિ ઠેકાણે છે કે નહિ?"

રામશંકરે કહ્યું:—"પરંતુ શું હું કરૂં? રૂપિયા વિના કન્યાઓના વિવાહ કેવી રીતે કરવો?"

જેઠાણી:—ત્યારે પછી બાપ શું કરવા થયા છો? બન્ને છોકરીઓ દહાડે દહાડે વિશેષ ઉચ્છૃંખલ તેમજ સ્વેચ્છાચારિણી બની જવા લાગી છે. તેમને ફાવે ત્યાં જાય છે અને આવે છે—કોઈ તેમના ઉપર દેખરેખ રાખતું નથી. બાપરે બાપ! તમે બન્ને માબાપ નહિ પણ કસાઈ છો. તમને તમારા પેટની આગળ છોકરીઓની સહજ પણ ફિકર નથી."

જાહ્નવીએ નમ્રકંઠે કહ્યું:—"બ્હેન! એ સઘળી હકીકત હમણાં કહેવી બંધ રાખો."

હવે તો જેઠાણીના ક્રોધનો પાર રહ્યો નહિ. તેનો ઉચ્ચ સ્વર આસ્માન ગજાવવા લાગ્યો. તે કહેવા લાગી:—"આથી કરીને તો હું કદાપિ કાંઈ કહેતી નથી. ભલેને મરી જાય, મ્હને શી ગરજ પડી છે કે, હું તમારું અપમાન વેઠીને તમને સલાહ આપું! જ્યારે માબાપજ નિશ્ચિંત થઈને બેઠાં છે ત્યારે પછી હું શું કરૂં? હું હાયપિટ કરૂં તેથી શું વળે તેમ છે? વળી હું કાંઈ ઓછી બદનામ થવાની છું કે મ્હારા નામ ઉપર ઓછુંજ કલંક લાગવાનું છે? મ્હારા શત્રુઓ ક્યાં મ્હારી નિંદા કરવાના છે?"

આ વચનોથી શાસ્ત્રીજીની ભૂખ ઉડી ગઈ. તેઓ થાળી પાસેથી ઉઠી જવા લાગ્યા. સતીએ તેમના પગ પકડીને કહ્યું:—" બાપુ ! ઉઠશો નહિ. ખાઈ લ્યો."

ક્રોધથી પગ અફાળીને રામશંકરે કહ્યું:—" જો તમે બધાં મરો અગર તો હું મરું તોજ હવે કલ્યાણ થાય તેમ છે." આમ કહેતાં કહેતાં રામશંકરને વિશેષ ખાંસી આવવા લાગી. તેઓ ખાંસતા ખાંસતા બેદમ થઇને બેહોશ બની ગયા. જાહ્નવી ગભરાતી ગભરાતી આવી, તથા પતિની પીઠ અને છાતી દબાવવા લાગી. સાવિત્રી પણ દોડતી દોડતી આવી પહોંચીને પંખાથી પિતાને વાયુ ઢોળવા લાગી. સતી તો પત્થરની પુતળીની માફક જડ સડ બની જઇને જ્યાં બેઠી હતી ત્યાંજ બેસી રહી.

રામશંકરને જ્યારે કાંઇક જ્ઞાન આવ્યું, અને તેમને ઘણા કાલાવાલા કરવામાં આવ્યા ત્યારે તેમણે ભોજન કર્યું. જાહ્નવી પતિને પાન આપવા લાગી. સતી જઇને ઘરમાં સૂઇ રહી. સ્વામીને દરેક પ્રકારે સુસ્થ કરીને જાહ્નવી જ્યારે નિશ્ચિંત્ત થઇ ત્યારે તેણે જોયું કે, ચોતરાની પાસે બેસીને સાવિત્રી પંખાથી બિલાડીની સાથે ગેલ કરી રહી હતી. જાહ્નવીએ તેને પૂછયું:—" સતી ક્યાં છે ?"

સાવિત્રી:—સૂતા ગઇ છે. તું ખાવાનું પીરસ. હું બોલાવી લાવું છું.

જાહ્નવી ચાલી ગઇ. સાવિત્રીએ સતી પાસે જઇને કહ્યું કે:— " બ્હેન ! ખાવા ચાલ." પરંતુ સતીએ ઉત્તર સુદ્ધાં આપ્યો નહિ.

" બ્હેન ખાવા ચાલ:—બા રાહ જોઇને બેસી રહી છે." પરંતુ સાવિત્રીને ઉત્તર નજ મળ્યો.

સાવિત્રીએ કરુણાજનક સ્વરે કહ્યું:—" બ્હેન ! ઉઠ. હું ત્હારે પગે પડું છું. બાપુનાં વચનો ઉપર તને ગુસ્સો ઉપજ્યો છે ? તેમની

તકલીફને તું સમજી શકતી નથી કે શું? ઉઠ ઉઠ, જે ભાવે તે બે કોળિયા ખાઇ લેજે."

મ્હોંપરથી ઓઢેલું કપડું સહજ ખસેડી સતીએ વિકૃતકંઠે કહ્યું:—"તું જા; આ અને તું ખાઇ લ્યો. મ્હને આજ ભૂખ નથી. મ્હારે ખાવું નથી."

"જો તું ખાવા નહિ ઉઠે તો હું ત્હારા પગો પાસે માથું અફાળીને મ્હારો જીવ કાઢીશ!"

સાવિત્રી—"બ્હેન! તું જા ખાઇ લે; મ્હારી તબિયત આજે સારી નથી."

"હું કાંઇ સાંભળવાની નથી—માત્ર બે ચાર કોળિયા ખાઇને આવતી રહેજે."

જાહ્નવીએ આવી પહોંચીને સતીને તેનો હાથ પકડીને ઉઠાડી, તથા સ્થિરકંઠે કહ્યું:—"જ્યારે તમે બધાંય આમ કરશો તો હું કેવી રીતે જીવીશ? ચાલ—ખાઇ લે."

બધાંએ જઇને સાથે બેસીને ભોજન કરી લીધું.

પ્રભાતકાળે રામશંકરે તમાકુ પી રહ્યા પછી ઘણો વિચાર કરીને કહ્યું:—"જુઓ, આજથીજ હું વરને શોધવાને માટે ચાલ્યો જઉં છું. વળી આપણી સંપત્તિમાં માત્ર આ જીર્ણ મકાન છે. ગમે તેવું પાત્ર હોય તો પણ ઓછામાં ઓછા ચારસો પાંચસો રૂપિયા જોઇએ. ઘરને ગીરો મૂક્યા સિવાય અગર તો વેચી દીધા સિવાય બીજો કોઇ ઉપાય નથી. ગમે તેમ. પરંતુ હવે એ બાબતની ફિકર રાખ્યા સિવાય છુટકો નથીજ."

જાહ્નવીએ કહ્યું:—"પહેલાં પાત્ર તો શોધી કાઢો—પછીથી રૂપિયાની ફિકર કરજો."

રામશંકરે કહ્યું:—"તું આમ કહે છે; પરંતુ મ્હારું કહેવું એવું

છે કે, પાત્ર શોધી કાઢીએ તે પહેલાં રૂપિયાનો બંદોબસ્ત કરવાની જરૂર છે. જેટલા રૂપિયાની વ્યવસ્થા કરી શકીશું તેવું પાત્ર મળશે. બંગાળીઓનું વિવાહનું બજાર ગુજરાતીઓના વિવાહ બજારના જેટલું સસ્તું નથી !

પછીથી જાહ્નવીએ ઘરમાં જઇને જોયું તો સતી સૂઈ રહી હતી. આ સઘળી વાતો એ સાંભળી શકી નહોતી. તેણે એક શાન્તિભર્યો શ્વાસ લીધો.

× × × ×

# પ્રકરણ ૫ મું.

## વાત્સલ્યપ્રેમ.

વિશ્વેશ્વરના માશી અન્નપૂર્ણાદેવીએ સાવિત્રીવ્રતનું ઉદ્યાપન કર્યું છે. ઘણી ધામધૂમ થઇ રહી છે. મ્હોટા મ્હોટા ચુલ્હાઓ તૈયાર કરાવવામાં આવ્યા છે. તેના ઉપર ખાનપાનની અનેક વસ્તુઓ તૈયાર થઇ રહી છે. એક તરફ કંદોઇઓ મિઠાઇ જોખી રહ્યા છે. ગોવાળણોએ મ્હોટા મ્હોટા ઘડાઓ ભરીને દહીં દૂધ આણ્યું છે. બ્રાહ્મણ કુળતિલક રસોઇઆઓએ હાથમાં સુદર્શનચક્રના જેવા ઝારા લઇને પુરીઓ તળવા માંડી છે. મધુર સુગંધથી દિશાઓ પુલકિત થઇ રહી છે. પિત્તળ તેમજ માટીનાં વાસણોથી આંગણું ભરાઇ ગયું છે. જે ઘર હમ્મેશાં શાન્તિમય જણાતું હતું તે ઘર પાસે આજે ઘણો કોલાહલ થઇ રહેલો જોવામાં આવે છે. માશી જે કાંઇ માગે છે તે વિશ્વેશ્વર સ્ફુર્તિથી લાવીને હાજર કરે છે. અન્નપૂર્ણાદેવી વ્રત–સમાપન

કરી રહીને અંતે લલાટમાં યજ્ઞનું ચિહ્ન—તિલક ધારણ કરી, રેશમી વસ્ત્રો પહેરીને મૂર્તિમતી શાન્તિની માફક ક્યાં કયી વસ્તુની જરૂર છે તેની દેખરેખ રાખતી જણાય છે.

અંતે બ્રાહ્મણભોજન સમાપ્ત થયું. અન્નપૂર્ણાના હાથે પાન-સોપારી, યજ્ઞોપવિત તથા દક્ષિણા લઇને તેમણે આશીર્વાદ આપ્યા. અન્નપૂર્ણાએ સ્નેહથી સજળ થઇ ગયેલાં નેત્રોથી વિશ્વેશ્વરને એ લોકોના ચરણોમાં નમાવીને કહ્યું:—" આપ સૌ મળીને મ્હારા વિશ્વેશ્વરને પણ આશીર્વાદ દ્યો કે, એ મ્હારી આંખોનો તારો જીવતો રહે!"

પછીથી ઘણા સ્નેહથી સોહાગણ સ્ત્રીઓને જમાડવામાં આવી. પોતાની બન્ને પુત્રીઓ સતી તથા સાવિત્રીની સાથે જાહ્નવી પણ નિમંત્રણનું રક્ષણ કરવાને આવી હતી. અન્નપૂર્ણા મુગ્ધદૃષ્ટિથી વારંવાર સતીની તરફ જોઇ રહેતી હતી. પાન ઇલાયચી લઇને જ્યારે સોહાગણ સ્ત્રીઓ ઘેર જવા લાગી ત્યારે અન્નપૂર્ણાએ જાહ્નવી પાસે જઇને મધુર હાસ્ય કરી કહ્યું:—" વહુ! થોડો વખત રોકાઓ પછીથી; જજો મ્હારે તમારી સાથે કેટલીક વાતચિત કરવાની છે."

ગરબડ કાંઇક ઓછી થતાં અન્નપૂર્ણા જાહ્નવીની પાસે જઇને બેઠી, તથા તેણે કહ્યું:—"વહુ! તમારી મ્હોટી કન્યાની ઉમર કેટલી થઇ?"

મલિન મુખે જાહ્નવીએ કહ્યું:—" તેને લગભગ તેર ચૌદ વર્ષ થયાં હશે."

અન્નપૂર્ણા:—કોઇ ઠેકાણે વિવાહની વાત થઇ છે કે, નહિ?

જાહ્નવી:—સંબંધ કરવાની ખટપટ તો ઘણી કરીએ છીએ; પરંતુ હજી સુધી તેનું કાંઇ પરિણામ આવ્યું નથી.

અન્નપૂર્ણા:—આવી સુંદર છોકરીને તો કોઇ બળાત્કારથી લઇ જાય તેમ છે! છતાં આટલો બધો વિલંબ કેમ થાય છે?

જાહ્નવી ચૂપ થઇ રહી. અન્નપૂર્ણા કહેતી ગઇ કે:—" મ્હારા વિશુને માટે જો એક એવીજ વહુ મળી જાય તો કેવું સારું થાય !"

સતી માથું નમાવી બેસી રહી હતી. તેના અંગમાંથી પસીનાનાં બિંદુઓ ઉપસી આવ્યાં.

ક્ષીણસ્વરે જાહ્નવીએ કહ્યું:—" બ્હેન! વિશુભાઇને માટે કન્યાઓની ક્યાં ખોટ છે? મ્હારી સતી કરતાં પણ હજાર દરજ્જે ચઢિયાતી ગુણવતી તેમજ સ્વરૂપવતી કન્યા તેમને માટે મળી આવે તેમ છે!"

અન્નપૂર્ણા:—ના ના—લોકો તમારી બન્ને કન્યાઓની ઘણી પ્રશંસા કરે છે. હવે આ નકામી વાતની કાંઇ જરૂર નથી. હું તમને પૂછું છું કે, તમે તમારી મ્હોટી કન્યા મ્હને આપશો ?

જાહ્નવી તો એકદમ બોલતીજ બંધ થઇ ગઇ. તેણે મહા કષ્ટે તેમજ ક્ષીણસ્વરે કહ્યું:—" બ્હેન! શું મ્હારી કન્યા એવી ભાગ્યશાળી છે કે—"

અન્નપૂર્ણા:—હવે એ બધી વાત રહેવા દ્યો—આવી કન્યા ભાગ્યશાળી ન હોય તો બીજી કયી હોઇ શકે? આ છોકરી તો સાક્ષાત રાજલક્ષ્મી છે. સતી ! તને ઘણો પસીનો વળ્યો છે; મ્હારી પાસે આવ, હું તને વાયુ ઢોળું.

અન્નપૂર્ણા પોતે પહેરેલા વસ્ત્રના પાલવથી સતીને વાયુ ઢોળવા લાગી; પરંતુ સતીને તો વળી વિશેષ પસીનો છુટવા લાગ્યો. આ સમયે સાવિત્રી ધીમેથી પોતાની બ્હેન સતી પાસે આવી પહોંચી, તથા સ્મિતહાસ્ય કરતી કરતી સતીના તરફ જોવા લાગી. જાહ્નવીએ કહ્યું:—"બ્હેન ! રાત્રી ઘણી થઇ ગઇ છે, તેથી હું જઉં છું."

અન્નપૂર્ણા:—પરંતુ મ્હારી વાતનો તમે શો ઉત્તર આપો છો ?

જાહ્નવી:—બ્હેન ! જો મ્હારી સતી તમારા ચરણોની દાસી થાય

તો તેથી વિશેષ સૌભાગ્યની વાત બીજી કઇ હોઇ શકે ? એ તમારીજ છે, એમાં આપણે શું કહેવું સાંભળવું હતું ! માત્ર વિશ્વેશ્વરપ્રસાદની સંમતિ હોવી જોઇએ.

અન્નપૂર્ણા:—જો સતીની સાથે વિવાહ કરવામાં તે સંમતિ નહિ દર્શાવે તો હું એમજ સમજીશ કે, તેના ભાગ્યમાં વિવાહનું સુખજ નથી. વળી વહુ ! એટલું લક્ષ્યમાં રાખજો કે, આ વાત અત્યારથી સર્વત્ર ફેલાઇ ન જાય. છોકરો ઘણો દુરાગ્રહી છે. બીજાને મોઢે જો તે પોતાના વિવાહની વાત સાંભળશે તો તે કાંઇ નવાજુની કરી બેસશે. હું તેને ધીમે ધીમે રસ્તા પર લાવીશ; પરંતુ તમે સંદેહ કરશો નહિ દુનિયામાં એવો કોઇ પણ છોકરો હોવો જોઇએ નહિ કે જે તમારી પુત્રીને નાપસંદ કરે. મ્હેં તમને વાત કરી દીધી છે; હવે માત્ર એ એક મહિના સબુરી રાખો—એટલે બધું ઠીક થઇ જશે.

ઘેર જઇને જાહ્નવીએ આ સઘળી હકીકત પોતાના પતિને કહી. રામશંકર સૂઇ રહ્યા હતા. તેઓ ઉઠી બેઠા થઇ ગયા. તેઓ આનંદના આવેશમાં સઘળું ભૂલી ગયા. તેમણે કહ્યું:—“ તો પછી હવે શાની ચિન્તા છે ? વિશ્વેશ્વર ઘણો ભલો છોકરો છે. તે કદાપિ પહેરામણી માગશે નહિ. હવે ઘરબાર બચશે. ખરચને માટે થોડું દેવું કરીશું એટલે નભી શકશે. પછીથી ધીમે ધીમે દેવું પતાવી દઇશું, કેમ ?”

જાહ્નવીએ કહ્યું:—“ અત્યારથી આમ ન ધારો. કદાચ ભાગ્યદેવીની ભયંકરતાથી વિવાહ ન પણ થાય. હમણાં એ સંબંધી શું કહી શકાય ?”

શાસ્ત્રીજી:—ના, ના, એ ઘણાં ભલાં માણસો છે વિશ્વેશ્વર પણ સજ્જન છે ! તે સિવાય મ્હારી પુત્રી પણ રૂપગુણમાં ક્યાં ઉતરતી છે ?! તુંજ કહેને કે આખા ગામમાં કોની પુત્રી આપણી સતીના જેવી છે?”

શાસ્ત્રીજી કન્યાના રૂપગુણના ગર્વથી એકાએક ગર્વિત બની

ગયા. જાહ્નવી ચૂપ રહી. કોણ જાણે કે શાથી આ અસંભવિત ઉચ્ચ આશા તેના મનમાં સ્થાન મેળવી શકતી નહોતી !

બે ચાર દિવસો પછી અન્નપૂર્ણાએ એક દિવસે સતી તથા સાવિત્રીને પોતાને ત્યાં આમંત્રણ કર્યું. સતી શરમાતી હતી; પરંતુ ગયા વિના ચાલે તેમ નહોતું; તેથી નિરુપાયે તે ગઇ. અન્નપૂર્ણા અપાર પ્રેમથી બન્ને બાળિકાઓને પોતાની પાસે બેસાડીને વાતચિત કરવા લાગી.

સ્નાન કરી, ધોયલું ધોતિયું પહેરી, જનોઇ સાફ કરતો કરતો વિશ્વેશ્વર ભોજન કરવાને માટે પોતાની માશીની પાસે આવ્યો. પ્રથમ તો બન્ને બાળિકાઓને જોઇ તે કાંઇક ચમકી ઉઠ્યો; પરંતુ પછીથી કાંઇ વિચારી કરીને તે સીધો માશી પાસે જઇને ઉભો રહ્યો, ને તેણે પૂછ્યું:—"માશી ! આ કોની કન્યાઓ છે ?"

અન્નપૂર્ણા:—તું ઓળખતો ખરો કે કોની છે ?

વિશ્વેશ્વર એકી નજરે જોવા લાગ્યો. સતીએ શરમાઇ જઇ માથું નીચું નમાવી દીધું. સાવિત્રી પણ થોડી ઘણી સંકોચાતી હતી; કેમકે તે અન્નપૂર્ણાની મતલબ સમજી ગઇ હતી. વિશ્વેશ્વરે કહ્યું:—"માશી ! એ બેમાં એક તો સતી હોય એમ લાગે છે, બીજી કોણ છે?"

અન્નપૂર્ણા:—બીજી તેની બ્હેન સાવિત્રી છે. ભાઇ ! કેવી ભલી છોકરીઓ છે ?

વિશ્વેશ્વર:—માશી ! આજે પણ કોઇ વ્રતને લીધે તમે તેમને બન્નેને બોલાવી છે કે શું?

અન્નપૂર્ણા:—વ્રત સિવાય સગાં વ્હાલાંને ન બોલાવાય કે ? ભાઇ ! તું બેસીને તેમની સાથે થોડો વખત વાતચિત કર. હું બ્હાર જઇ આવીને તને થાળી પીરસી આપું છું.

અન્નપૂર્ણા ચાલી ગઇ. વિશ્વેશ્વર એક બારીમાં બેઠો. તેણે કહ્યું:—"સતિ ! ત્હારા ન્હાના ભાઇનું શું નામ છે ? તેને ત્હારી સાથે લેતી કેમ ન આવી ?"

સતી શરમથી મરી જતી હતી. તેના ગાલ ગુલાબના જેવા લાલ બની જતા હતા. તેના કાન આગળ એક પ્રકારનો 'ઝમ ઝમ' અવાજ થઇ રહ્યો હતો, અને કપાળ ઉપરથી પસીનાનાં બિંદુઓ સરી પડતાં હતાં.

પોતાની બ્હેનનું આવું સંકટ જોઇને સાવિત્રીએ મૃદુસ્વરે કહ્યું:–"તેનું નામ કાલીશંકર છે. તે સુઇ રહ્યો છે."

વિશ્વેશ્વરઃ—ત્હારૂં નામજ સાવિત્રી છે કે?

સાવિત્રીઃ—હા.

વિશ્વેશ્વરઃ—તું જ્યારે ઘણી ન્હાની હતી ત્યારે મ્હેં તને જોઇ હતી; તેથીજ હું આજે તને એકદમ ઓળખી શક્યો નહોતો. સતીને મ્હેં અનેક વખતે જોઇ છે. ઠીક સતિ! તું ભણી છે કે નહિ? ત્હેં કયાં કયાં પુસ્તકો વાંચ્યાં છે? રામાયણ, મહાભારત વાંચ્યાં છે કે નહિ?

સતી ઉત્તર આપી શકી નહિ. તે આટલી બધી સંકોચાતી હતી એ વિશ્વેશ્વરને ઠીક લાગ્યું નહિ. તે મનમાં ને મનમાં ખિન્ન થઇ ગયો. સાવિત્રીએ બ્હેનના તરફથી ઉત્તર આપ્યો કે:–" બ્હેને મહાભારત અને રામાયણ બન્ને ગ્રંથો વાંચ્યા છે."

વિશ્વેશ્વરઃ–ત્હેં વાંચ્યા છે?

આ સમયે સાવિત્રીએ પોતાનું શિર નીચું કરી દીધું.

ભોજનાદિ થઇ ગયા પછી જ્યારે બન્ને બાળિકાઓ પોતાને ઘેર ચાલી ગઇ ત્યારે માશીએ વિશ્વેશ્વરને પૂછ્યું:–" વિશુ ! કહે જોઇએ કે બન્ને બાળિકાઓમાં કોણ સવિશેષ સુંદર છે?"

"સવિશેષ સુંદર!" આશ્ચર્યસહિત વિશ્વેશ્વરે કહ્યું "બન્ને ભલી છે. કોણ વિશેષ સુંદર છે, અને કોણ ઓછી સુંદર છે તેની કાંઇ મ્હેં તપાસ કરી નથી; પરંતુ માશી! તમે મ્હને આવો પ્રશ્ન કેમ પૂછો છો?"

અન્નપૂર્ણા:—ભાઇ ! હું એ જાણવા માગું છું કે, હજી ત્હારી અક્કલ ઠેકાણે આવી છે કે નહિ ! વાહ ! સતી કેવી સુંદર બાળિકા છે ! તેના ઉપરથી તો જાણે કે આંખ ઉઠાવવી પણ ગમતી નથી ! !

વિશ્વેશ્વર:—માશી ! તમે ખરું કહો છો. બન્ને બાળિકાઓ ઘણી સુશીલ છે; પરંતુ માશી ! હવે તેમને ઘેર તો તેમને કોઇ પણ પ્રકારનું દુ:ખ પડતું નથી ને ?

અન્નપૂર્ણા:—દુ:ખ બીજું કાંઇ તો જણાતું નથી; પરંતુ બાળિકા ઉમ્મર યોગ્ય થઈ છે તેથી ઘરનાં માણસો ઘણી ચિંતામાં પડી ગયાં છે.

વિશ્વેશ્વર:—કેમ, શાની ચિન્તા ?

અન્નપૂર્ણા:—હજી સુધી સતી અવિવાહિતા છે, એ શું જેવી તેવી ચિંતાની વાત છે ? આવી સુંદર બાળિકા છે તો પણ સારો વર મળી આવતો નથી; વળી રૂપિયા ન હોય તો વર ક્યાંથી મળી શકે ?

વિશ્વેશ્વરે ઘણી પ્રસન્નતાથી કહ્યું:—“ ત્યારે માશી ! તેમને થોડા રૂપિયા ઉછીના કેમ નથી આપતાં ? બિચારાંઓના દુ:ખનો પાર નથી !”

ગુસ્સે ભરાઇને માશીએ કહ્યું:—“ પરંતુ આપણે તેમને ઉછીના રૂપિયા આપીશું તેથી શું સારો વર મળી આવશે કે ? છોકરી કેવી સુંદર અને સુશીલ છે. એને યોગ્ય વર મળી આવે તેમ મ્હને તો લાગતું નથી ! ”

વિશ્વેશ્વર:—માશી ! જો એમજ છે તો પછી વર હું શોધી આપીશ. હું વર શોધી આપું તો તમે તેમને રૂપિયા તો ઉછીના આપશોને ?

માશીથી હવે સહન કરી શકાયું નહિ. તેમણે બનાવટી ક્રોધાવેશમાં કહ્યું:—“જા જા, ત્હારી સાથે કોણ માથાફોડ કરે ? ત્હારા જેવો છોકરો તો મ્હેં આખી દુનિયામાં બીજો એક પણ ન જોયો ! ”

વિશ્વેશ્વર માશીનાં આ વચનોનું રહસ્ય સમજી શક્યો નહિ. તે સ્મિતહાસ્ય કરતો કરતો તેની વાંચવાની ઓરડીમાં ચાલ્યો ગયો!

એક મહિનો વીતી ગયો. વિશ્વેશ્વર એક દિવસે કોઇ કાર્યથી નિવૃત્ત થઇ રામશંકર શાસ્ત્રીના ઘર પાસે થઇને આવતો હતો. તેણે જોયું કે, નાગો-ઉઘાડો કાલીશંકર એક વાછરડાને પકડીને તેની સાથે ખેલી રહ્યો હતો. તે ખેલવામાં એટલો બધો તન્મય બની ગયો હતો કે, ગાય તેને મારવાને તેની તરફ દોડતી આવે છે તેનું તેને ભાન નહોતું. વિશ્વેશ્વરે દોડી જઇને કાલીને ઉંચકી લીધો. ગાય કાલીને દૂર થઇ ગયેલો જોઇ તે પોતાના વાછરડા તરફ ધસી. વિશ્વેશ્વરે પ્રેમમય કંઠે બાળકને પૂછ્યું:—"ભાઇ! ત્હારું નામ શું છે?"

"હું ભાઇ નહિ પરંતુ કાલીશંકર છું."

"વારું કાલી! જો અત્યારે ગાય તને મારત તો તું શું કરત?"

"હું તેને લાકડીથી મારી મારીને તેનાં હાડકાં પણ ખોખરાં કરી નાખત!"

આમ છતાં કાલી કંપી રહ્યો હતો. વિશ્વેશ્વર તેને વારંવાર ધીરજ આપવા લાગ્યો. આ સમયે કોઇએ બારણાં આગળથી બૂમ મારી કેઃ—"કાલી!" વિશ્વેશ્વરે પાછળ દૃષ્ટિ કરી તો સતી તેની નજરે પડી.

સતી ચમકીને ઉભીજ રહી. વિશ્વેશ્વરે તેની પાસે જઇને કહ્યું:— "હમણાં આ બચ્ચાને ગાય માર્યા સિવાય રહેત નહિ. આવાં ન્હાનાં બચ્ચાંઓની ઉપર વિશેષ દેખરેખ રાખવી જોઇએ."

સતી કાંઇ બોલી નહિ. વિશ્વેશ્વર જ્યારે કાલીને સતીના હાથમાં આપવા ગયો ત્યારે તે સહજ પાછી ખસી ગઇ. તેના અંતરમાં એવો ભય ઉપજ્યો કે, કદાચ કોઇ જોઇ જશે તો? લાચારીથી વિશ્વેશ્વરે

કાલીને નીચે ઉભો રાખી, સતીને સંબોધીને કહ્યું:—" આને ઉંચકી લે. હજી એ બિચારો ભયનો માર્યો ધ્રૂજે છે."

સતીએ કાલીને ઉંચકી લીધો. કાલી ભયથી કંપતો હતો ત્યારે સતી શરમથી કંપતી હતી.

વિશ્વેશ્વરે કહ્યું:—" તમે બન્ને જણીઓ ફરીથી પાછી માશી પાસે ન આવી કે ?"

કાંઇ પણ ઉત્તર આપ્યા સિવાય સતી કાલીને લઇને ઘરમાં ચાલી ગઇ. આ પ્રકારથી વિશ્વેશ્વરને ઘણું માઠું લાગ્યું. આ સ્થાને સતીએ એક બે શબ્દો ઉચ્ચારવા જરૂરના હતા, નહિ તો અકૃતજ્ઞતા પ્રકટ થાય તેમ હતી ! આટલી બધી શરમ હોય એ પણ ઠીક કહેવાય નહિ.

આવી રીતે બે મહિના પસાર થઇ ગયા. એટલે પછી માશીએ વિચાર્યું કે " છોકરો ઘણો મૂર્ખ છે—તેને સ્પષ્ટ કહ્યા સિવાય કાંઇ થનાર નથી. હું જ્યાં સુધી તેને ખુલ્લી વાત નહિ કહું ત્યાં સુધી તે કદાપિ મ્હારી મતલબ સમજશે નહિ—અગર તો સમજવાની ઇચ્છા સુદ્ધાં કરશે નહિ." એક દિવસે પુત્રને બોલાવીને અન્નપૂર્ણાએ કાંઇક આડંબરથી કહ્યું:—" મ્હેં ત્હારા વિવાહની વાત નક્કી કરી દીધી છે. આવતા મહિનામાં સતીની સાથે ત્હારો વિવાહ થશે."

વિશ્વેશ્વર ઘણા આશ્ચર્યમાં પડી ગયો. તેણે પોતાના આશ્ચર્યને બને તેટલું દબાવી રાખીને કહ્યું:—" માશી ! આ શું કહેવાય ? સતી તો આપણી સગી થાય છે ને ?"

અન્નપૂર્ણા:—તેથી શું છે ? તે સ્વજાતિની કન્યા છે. વળી આપણી સાથે તેના કુટુંબનું સગપણ ઘણું દૂરનું હોવાથી વિવાહ કરવામાં કોઇ પણ પ્રકારનો વાંધો નથી.

વિશ્વેશ્વર:—વાંધો કેમ નથી ? તેનો ભાઇ કેશવ તો મ્હને ભાઇ

કહીને બોલાવે છે. એ બન્ને બાળિકાઓ પણ અત્યાર સુધી મ્હને વિશ્વેશ્વરભાઇ કહીને બોલાવતી હતી. રામ રામ—માશી! તમે આ શું કરો છો?

અન્નપૂર્ણાઃ—ત્યારે શું તું વિવાહ નહિજ કરે? અને ધાર કે પાછીથી કદાચ વિવાહ કરીશ તો આવી બાળિકા ક્યાંથી મળશે?

વિશ્વેશ્વરઃ—માશી! એવી બાળિકાઓ તો એક નહિ; પરંતુ અનેક મળશે અને એવી નહિ મળે તો ગમે તેવી પણ મળશે તો ખરીને?! તમારે માત્ર એક બાળિકાજ જોઇએ છીએ ને!! માત્ર એટલું જોશો કે તે કદરૂપી નથી એટલે થયું. તમને ગમે એવી બાળિકા હું મ્હારી વિવાહ કરવાની ઇચ્છા થશે એટલે શોધી કાઢીશ; એ માટે તમે નિશ્ચિંત રહેજો. તમે હમણાં મ્હારી સાથે વિવાહ કે લગ્નની ચર્ચા ન કરશો.

અન્નપૂર્ણાઃ—તું હમણાં વિવાહ નહિ કરે તો ક્યારે કરીશ? ચોવિસે વર્ષ તો થઇ ગયાં છે; છતાં હજી સુધી તું ત્હારું છોકરવાદપણું નહિ છોડે કે? મ્હને તું એ લોકોની આગળ અપમાનિત કરીશ નહિ. બે મહિનાથી એ લોકો મ્હારી આશામાં છે. વળી જો તું મ્હારું કહ્યું નહિ માને તો હું ઘર છોડીને ચાલી જઇશ.

વિશ્વેશ્વર લાચાર બની ગયો. તેણે દુઃખિત થઇને કહ્યું:—"માશી! અત્યાર સુધી જેવી રીતે મ્હારા ઉપર ક્ષમાદૃષ્ટિ રાખી છે તેવીજ ક્ષમાદૃષ્ટિ બીજા છ મહિના રાખો. હું તમને પગે લાગું છું. મ્હને મ્હારું મન બરાબર મજબુત કરી લેવાદો."

અન્નપૂર્ણાઃ—મનને શું મજબુત કરવાનું હતું? શું દુનિયામાં કોઇ લગ્ન નથી કરતું?

વિશ્વેશ્વરઃ—શા માટે ન કરે? પરંતુ મ્હેં તો હજી સુધી લગ્ન

કર્યું નથી; તેથી મ્હને બીક લાગે છે. મ્હેં અત્યાર સુધી મ્હારા મનને સ્વતંત્ર રાખ્યું છે, અને ભવિષ્યમાં પણ તેને સ્વતંત્ર રાખવા માગું છું; પરંતુ જો તમે મ્હારા ઉપર આવો બળાત્કાર કરશો તો મ્હારે એ આશા છોડી દેવી પડશે. તો પણ માશી ! મ્હને થોડો સમય આપો: મ્હને આવી રીતે બાંધીને મારી ન નાખો.

નિરાશ થઈને માશીએ કહ્યું:—"વિશ્વેશ્વર ! એ લોકોથી એક વર્ષ સુધી કન્યાનો વિવાહ રોકી શકાય તેમ નથી. હું કેવી રીતે મ્હારૂં મ્હોં તેમને બતાવીશ ? હવે મ્હારે જીવનપર્યંતને માટે આ ગામ છોડવું પડશે."

વિશ્વેશ્વર:—તમે ગામ છોડી દેશો તો હું પણ છોડી દઈશ. વળી માશી ! હું સતીને માટે મ્હારા કરતાં ઘણુ ઉત્તમ વર શોધી આપીશ. જે ખરચ થશે તે પણ આપણે આપીશું. પછી તેમને શાનું દુ:ખ રહેશે ?

અન્નપૂર્ણા:—તને જેમ ફાવે તેમ કર; પરંતુ વિશ્વેશ્વર ! તેં ઘણી સારી બાળિકાને પગની ઠોકર મારી છે તેથી જીવતાં સુધી ત્હારે પસ્તાવું પડશે.

આટલું બોલી, નિરાશાથી એક ઉંડો નિશ્વાસ મૂકી અન્નપૂર્ણા ચૂપ રહી. તેના હૃદયમાં ઘણું દુ:ખ થયું. વિશ્વેશ્વર પણ આ વાત સમજી શક્યો; પરંતુ તે પોતાના વિચારને ફેરવી શક્યો નહિ. સમજો કે તેણે જાણે કે, વિવાહ નહિ કરવાની પોતાના મન સાથે પ્રતિજ્ઞાજ કરી લીધી હતી; કોઈ પણ પ્રકારે તેનું મન વિવાહ કરવાની ઇચ્છા રાખતુંજ નહોતું. હવેજ તે સમજી શક્યો કે, શા માટે માશીએ સતીને જમવા બોલાવી હતી. એ વાત સમજ્યા સિવાય તેણે જે નિર્લજ્જ વ્યવહાર ચલાવ્યો હતો, તથા જેથી કરીને સતી શરમથી મરી જતી હતી એ




"ભાઇ જેવી રીતે બ્હેનનો વિચાર કરે છે તેવીજ રીતે હું મ્હારા પરત્વે સતીનો
વિચાર કરવાની ઇચ્છા રાખું છું."

સઘળું તેને યાદ આવ્યું. તે એકાએક બોલી ઉઠ્યો:—"રામ રામ ! મ્હેં આવું ખોટું કામ કર્યું છે !"

બીજે દિવસે વિશ્વેશ્વરે રામશંકર શાસ્ત્રીજીને ત્યાં જઈને અપાર આત્મીયતા દર્શાવીને કહ્યું:—"મ્હેં એક ઘણો સારો છોકરો શોધી કાઢ્યો છે, તથા ભાઈ જેવી રીતે બ્હેનનો વિવાહ કરે છે તેવીજ રીતે હું મ્હારા ખરચે સતીનો વિવાહ કરવાની ઇચ્છા રાખું છું."

આ વાક્યો સાંભળવામાં આવતાં શાસ્ત્રીજીને એટલો બધો ગુસ્સો ચઢ્યો કે તેમની આંખોએ અંધકાર દેખાવા લાગ્યો. તેમના આત્મસંમાનમાં ભયંકર આઘાત થયો. તેમણે વિચાર્યું, "શું મ્હારી કન્યા એવી નીચ છે?" તેમણે ગર્વિત સ્વરે કહ્યું:—"ભાઈ! હું તમારો ઘણો ઋણિ છું; હવે હું વિશેષ ઉપકાર સ્વીકારી શકું તેમ નથી. મ્હારી કન્યાના ઋણથી હું પોતેજ ઉત્તીર્ણ થવાની ઇચ્છા રાખું છું. તમારે એ સંબંધી બિલ્કુલ ચિન્તા કરવાની જરૂર નથી."

વિશ્વેશ્વરે શાસ્ત્રીજીને ઘણું સમજાવ્યા; પરંતુ શાસ્ત્રીજી પોતાની વાત ઉપરથી ડગ્યા નહિ. અંતે ઉદાસ થઈને વિશ્વેશ્વર ઘેર આવ્યો, અને તેણે સઘળી હકીકત માશીને કહી સંભળાવી. માશીએ દુઃખ, શરમ તેમજ અભિમાનથી કહ્યું:—"હવે હું અહિં રહી શકતી નથી. હું થોડા દિવસને માટે કાશી જઈને રહીશ. હું એ લોકોને કેવી રીતે મ્હારું મ્હોં બતાવું ? તું મ્હને કાશી મોકલી દેવાની તૈયારી કર."

વિશ્વેશ્વરે ચૂપચાપ સઘળી વ્યવસ્થા કરી દીધી. માશી કાશી જવાને રવાના થઈ ગઈ. પહેલાં એમ જણાતું હતું કે: વિશ્વેશ્વર તેને સ્ટેશન સુધી પહોંચાડીને પાછો આવશે; પરંતુ અંતે તે સુદ્ધાં ટ્રેનમાં ચઢી બેઠો! આથી માશીએ પૂછ્યું:—"તું ક્યાં જઈશ ?"

વિશ્વેશ્વર:—જ્યાં તમે જશો ત્યાં હું આવીશ. માશી ! તમે મ્હને

માવિનાના કરીને જતાં રહેવા માગો છો ? માના મરી ગયા પછી મ્હને તેમનો અભાવ જણાયો નહોતો; કેમકે તમે મ્હને હરેક રીતે સુખમાં રાખ્યો હતો; પરંતુ હવે તમે મ્હને મ્હારી માનો અભાવ જણાવવાની ઇચ્છા રાખો છો ?

અન્નપૂર્ણાએ કાંઇ પણ બોલ્યા સિવાય વિશ્વેશ્વરના શિરને પોતાના ખોળામાં ખેંચી લીધું.

---

## પ્રકરણ ૬ હું.

---

### શાસ્ત્રીજીની મૃત્યુશય્યા.

જ્યારે મનુષ્યનું સર્વસ્વ ચાલ્યું જાય છે ત્યારે જેવી રીતે તેના મનમાં એક તીવ્ર નિશ્ચિંત્ત ભાવ ઉપજે છે, મૃત્યુની પછી દુઃખથી વ્યાકુળ બની ગયેલા મુખ ઉપર જેવી રીતે શાન્તિની પીળી છટા છવાઇ જાય છે, તેવીજ રીતે સતીનો વિવાહ કરી નાખીને રામશંકર શાસ્ત્રીએ એક મુક્તિનો નિઃશ્વાસ લીધો. ધારો કે, જાણે એમના જીવનમાં જીવ આવી ગયો. નવગ્રામના સત્યેન્દ્રનાથ શાસ્ત્રીએ એકંદરે ત્રણસો રૂપિયા નગદ લઇને સતીને પત્નીરૂપે સ્વીકારી લીધી—નહિ, નહિ, તેને પત્નીની જગ્યા. આપી; કેમકે વિવાહ થયા પછી સતી પોતાના સાસરે ગઇ નહિ. શાસ્ત્રીજીએ માત્ર નિઃસ્વાર્થ પરોપકાર દર્શાવવાને માટે તેમજ વ્હેવાઇના જાતિકુળનું સંરક્ષણ કરવાને માટેજ આ કાર્ય કર્યું ! તેમને જ્યારે જ્યારે રૂપિયાની જરૂર પડતી હતી ત્યારે ત્યારે તેઓ આ પ્રમાણે કોઇ કન્યાના ભારથી પીડાતા ગૃહસ્થને શોધી કાઢતા હતા, અને એક ગૃહસ્થનો ભાર ઉતારી નાખી તેઓ પોતાનો હેતુ

પણ સિદ્ધ કરતા હતા; અર્થાત્ પરોપકારમાંજ તેઓ સ્વાર્થ સાધી લેતા હતા! આ સમયે એમને એવો ભય ઉપજ્યો હતો કે, હવે મ્હારો આ વ્યવસાય વિશેષ દિવસ સુધી ચાલી શકશે નહિ. ચિત્રગુપ્ત પણ તેમનો હિસાબ તૈયાર કરવા લાગ્યો હતો; તેથી તેમણે આ બાકી રહેલા થોડા કાળમાં બની શકે તેટલો પરોપકાર કરવાને કમર કસી હતી; પરંતુ એમની વાત હવે છોડી દ્યો.

રામશંકર હવે નિશ્ચિંત્ત છે. કન્યાનો વિવાહ ન થાય તો જાતિ જવાનો જે ભય હતો તે દૂર થઇ ગયો છે. તેમણે સાડી ત્રણસો રૂપિયામાં પોતાનું મકાન એક ગૃહસ્થને ગીરો આપ્યું છે. ઘરબારથી પણ તેઓ નિશ્ચિંત્ત થઇ ગયા! કેમકે તેઓ સારી રીતે જાણુતા હતા કે, હવે આ જન્મમાં પોતે એ સાડી ત્રણસો રૂપિયા ભરી શકશે નહિ. હવે માત્ર પોતાના માસિક દશ રૂપિયાનો અને અકાળવૃદ્ધ રોગી શરીરનોજ આધાર રહ્યો. વળી એટલું પણ તેઓ સમજી ગયા છે કે, હવે મૃત્યુની મુલાકાત થવાને વિશેષ સમયનો વિલંબ નથી; ખરૂં પૂછો તો તેમને પોતાના જીવનપર પણ ઘણો કંટાળો ઉપજ્યો છે! જો કદાચ સતી સ્હામે આવે છે તો તેઓ તેની તરફ ગુસ્સાભરી દૃષ્ટિ કરે છે, જો કદાચ કોઇ દિવસે મ્હોટો છોકરો ઘેર આવે છે તો તે પણ ગાળો દે છે, અને ઘેરથી ચાલ્યા જવાનું જણાવે છે. ન્હાના છોકરાને વારંવાર મારપીટ કરે છે. સાવિત્રીને જોતાંની સાથેજ પોતાનું મ્હોં છુપાવે છે. ભોજાઇ તેમજ પત્ની સાથે કદાપિ વિશેષ વાતચિત કરતા નથી. પુત્ર-કન્યા કોઇ સમયે રડે છે, ગુસ્સે ભરાય છે, જેઠાણી તોફાન મચાવીને આસ્માન શિરપર ઉંચકી લે છે; પરંતુ જાહ્નવી બિચારી કોઇને કાંઇ પણ કહ્યા સિવાય રુદન કર્યા કરે છે. કોઇ કોઇ દિવસે શાસ્ત્રીજીને દમ તેમજ ઉધરસ ઘણી ચઢી જાય છે. સમસ્ત રાત્રિ ઉજાગ-

રામાં પસાર કરવી પડે છે. એવા સમયે જે કોઇ તેમની સેવા ચાકરી કરવા તેમની પથારી પાસે બેસી રહે છે તેમને પણ તેઓ કડવાં મિઠાં વચનો સંભળાવી દે છે; પરંતુ સેવા ચાકરી કરનાર માણસો શાન્તિથી સઘળું સહન કરી લે છે.

આવી રીતે સતીનો વિવાહ થયા પછી ૭ મહિના પસાર થઇ ગયા. ધીમે ધીમે શાસ્ત્રીજીનું શરીર વિશેષ દુર્બળ બની જતું હતું: તોપણ તેમણે નોકરીપર જવામાં કદાપિ આળસ કર્યું નહિ.

એક દિવસે ત્રીજા પ્રહરથીજ આકાશમાં વાદળાંઓ એકઠાં થઇ ગયા હતાં. સતી તેમજ સાવિત્રી ઘરનું કામકાજ કરી રહી હતી. હાથમાંનું કામ છોડીને જાહ્નવી વારંવાર વ્યાકુળતાથી દરવાજા તરફ દૃષ્ટિ કરતી હતી. આજે આવો ભયંકર દિવસ છે, અને પતિ હજી સુધી ઘેર આવ્યા નથી! કેવી રીતે આવે? જેઠાણી જઇને આખા ગામની પ્રદક્ષિણા કરી આવી. તેણે વિચાર્યું કે, એવી ઘનઘોર ઘટા થઇ રહી છે કે, છોકરીઓની નિંદા અને સમાલોચના કરવાનો આથી વધારે સારો સુયોગ નહિ મળે.

એવામાં પ્રચંડ વંટોળિયો થયો. છાપરાંઓ ઉપરનાં નળિયાં પડવા લાગ્યાં. ભાંગ્યું તૂટયું મકાન જાણે કે થરથર કંપી ઉઠ્યું. વાદળાંઓથી આંગણામાં અંધકાર છવાઇ ગયો હતો. જેઠાણી બીજું કોઇ નજરે નહિ પડવાથી વંટોળિયાનેજ ગાળો દેવા લાગી. આવા સમયે કાલીને આંબાના વૃક્ષ નીચે રઝળતો જોઇને સતી તેને ઉચકી લઇને દિલાસલાવવા લાગી. જેઠાણી તેને પણ કડવાં મીઠાં વચનો સંભળાવી રહી હતી; પરંતુ તેનો કઠોર સ્વર સુદ્ધાં પ્રચંડ વાયુના તરંગોમાં ઉડી જતો હતો.

જાહ્નવી દેવી દરવાજામાં ઉભી રહી હતી. વાદળાંઓના અંધકા-

રને ભેદીને તેની વ્યગ્ર તેમજ વ્યાકુળદૃષ્ટિ ઘણે દૂર સુધી પહોંચી રહી હતી. સાવિત્રીનાં ભય પામેલાં વ્યાકુળ નેત્રો માતાના મુખનું એકી-નજરે દર્શન કરી રહ્યાં હતાં. તેના છુટા તેમજ સુકા વાળ હવામાં ઉડી રહ્યા હતા, તથા તેના મ્હોંપર એવો ભાવ જણાતો હતો કે, તે સંકટનો વિચાર કરતી કરતી ભયથી કાયર થઇ ગઇ હતી. એક વખત ધીમેથી તે બોલી ઉઠી:—"મા—"

પરંતુ માતાએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. ઘણા જોરથી વૃષ્ટિ પડવા લાગી. જેઠાણી દોડતી દોડતી ઘરમાં આવતી હતી; એવામાં તે લપસી પડી! સાવિત્રી તેમની પાસે દોડી જઇને તેમને ઉઠાડવા લાગી. પગમાં વાગવાથી જેઠાણી રડી ઉઠી. આમ છતાં જાહ્નવી તો સ્થિર પ્રતિમા પ્રમાણે બારણામાં ઉભી રહી હતી.

બીજી તરફ પ્રકૃતિનું તુમુલ આંદોલન ચાલુજ હતું. નીચેની વસ્તુ ઉપર, અને ઉપરની વસ્તુ નીચે થઇ રહી હતી. ધારો કે જાણે કોઇ ભયંકર ઉત્પાત કરનાર છોકરો આનંદાવેશથી નાચી રહ્યો હતો. આવા પ્રચંડ વાવાઝોડામાં પણ જાહ્નવીએ બ્હાર કોઇના ગબડી પડયાનો અવાજ સાંભળ્યો. તે ઉતાવળી ઉતાવળી દોડી. તેની પાછળ સતી તેમજ સાવિત્રી પણ દોડી.

બ્હાર જતાંની સાથેજ તેમણે ત્રણેએ જોયું કે, અપાર કાદવ કીચ્ચડમાં શાસ્ત્રીજી ઉંધા પડયા હતા. જાહ્નવીએ જઇને તેમને ઉઠાડયા. બન્ને કન્યાઓ આર્ત્તસ્વરથી રડવા લાગી:—"બાપા—બાપારે!"

જાહ્નવીએ કન્યાઓને રડતી જોઇને કહ્યું:—"ચૂપ રહી જાઓ—હું એકલી તેમને બરાબર ઝાલી શકતી નથી. તમે બન્ને મ્હને મદદ કરો."

આ સમયે જાહ્નવી એક લતાની માફક કંપી રહી હતી. પ્રકૃતિની માફક તેનાં નેત્રો આગળ પણ ભયંકર અંધકાર છવાઇ ગયો.

ત્રણે જણીઓ મળીને શાસ્ત્રીજીના બેશુદ્ધ દેહને ઘરની અંદર લઇ જઇ શકી. પગમાં વાગવાથી જેહાણી બૂમરાણ કરી રહી હતી, તેપણ આ પ્રકાર જોઇને ચૂપ થઇ ગઇ. સતીએ મ્હોટેથી કહ્યું:–" કાકી! જલદી દેવતા સળગાવો !"

જેહાણી લંગડાતી લંગડાતી રસોડામાં દેવતા સળગાવવા ગઇ. શાસ્ત્રીજીએ પહેરેલાં ભીંજાઇ ગયેલાં વસ્ત્રો કાઢી નાખીને તેમનું અંગ ઘસી સાફ કરીને તેમને સુકાં કપડાં પહેરાવવામાં આવ્યાં, તથા બિછાનામાં સુવાડવામાં આવ્યા. અત્યાર સુધી તેઓ બેશુદ્ધ હતા. સતી એક ગરમ કપડાથી પિતાના હાથ પગ ઘસવા લાગી. એટલામાં દેવતા પણ સળગીને તૈયાર થયો. પછીથી કપડું ગરમ કરીને શાસ્ત્રીજીના હાથ પગ સેકવા માંડયા. જાહ્નવી અને સતી આવી રીતે ચૂપચાપ બેસી રહી હતી. સાવિત્રીએ રુંધાઇ ગયેલા કંઠે એક વખત કહ્યું:–" બાપુ !"

અત્યાર સુધી ભયભીત બની ગયેલો કાલી એક ખુણામાં ઉભો રહ્યો હતો. આ સમયે સાવિત્રીનો શબ્દ સાંભળી તેનામાં થોડું ઘણું સાહસ આવ્યું, તથા તે રડવા લાગ્યો.

સતીએ કહ્યું:—" કાલી ! રડે છે શા માટે ? છાનો રહી જા. બાપુની તબિયત સારી છે." પછીથી તેણે માતાને ઉદ્દેશીને કહ્યું:–" બા ! થોડું દૂધ ગરમ કરી લાવ."

જાહ્નવીએ રુંધાઇ ગયેલા સ્વરે કહ્યું:—"તુંજ જઇને ગરમ કરી લાવ. મ્હારાથી તો ઉઠાતું નથી."

સતીએ જઇને દૂધ ગરમ કર્યું. પછીથી તે દૂધ પિતાની પાસે લઇ આવી, ચમચાથી તેમને પાવા લાગી. ધીમે ધીમે શાસ્ત્રીજી શુદ્ધિમાં આવવા લાગ્યા. તેમણે દૂધ પીને જોરથી કેટલીક વખત નિઃશ્વાસ મૂક્યા. સૌ સ્થિર થઇને બેસી રહ્યાં. અત્યાર સુધી કોઇ હાથ પગ

હલાવવાનું સાહસ પણ કરી શકતું નહોતું. ધીમે ધીમે શાસ્ત્રીજીની આંખો ઉઘડી, અને તેઓ પાસું ફેરવવાની મહેનત કરવા લાગ્યા. સતીએ કહ્યું:—"બાપુ!"

કન્યાના તરફ નજર કરી શાસ્ત્રીજીએ પૂછ્યું:—"કોણ છે?"

"હું સતી છું—બાપુ!"

મરવા પડેલા શાસ્ત્રીજી કોણ જાણે કે કયી શક્તિથી ઉત્તેજિત બની ગયા. તેમણે જમણા હાથથી કન્યાને દૂર ખસેડીને કહ્યું:—"ચાલી જા—દૂર થા, દુષ્ટા! અહિંથી નાશી જા. હવે તું મ્હને શું કરીશ? મ્હને ત્હારે ખાઇ જવો છે કે શું? મ્હારી આગળથી તું દૂર જતી રહે."

સતી દૂર ખસી ગઇ. જાહ્નવી ચૂપચાપ પોતાનું મસ્તક નમાવી પતિનું અંગ સેકવા લાગી. સાવિત્રી પણ નીચી નજર કરીને બેસી રહી. જોશાણીની ડોશી શાન્ત રહી શકી નહિ. તે બોલી ઉઠી:—"મરવા પડ્યા છે તોય બકબક કરવાનો સ્વભાવ છૂટતો નથી!"

જાહ્નવીએ પતિને પૂછ્યું:—"કેમ, હવે કાંઇક આરામ લાગે છે? તબિયત કેમ લાગે છે?"

શાસ્ત્રીજી:—આરામ ક્યાંથી લાગે? આજેજ મ્હારા આયુષ્યનો છેલ્લો દિવસ છે. તું શું જોઇ રહી છે? હવે હું ચાલ્યો:—

જાહ્નવી ચૂપ રહી સાવિત્રીએ કહ્યું:—"બાપુ! આમ ન બોલો."

તીક્ષ્ણદૃષ્ટિથી કન્યાના તરફ જોઇને શાસ્ત્રીજીએ કહ્યું:—"કેમ! એમાં દુઃખની વાત શી છે? મ્હેં તમને ક્યાં લાડ લડાવ્યાં છે કે મ્હારા મરવાથી તમારા જીવને દુઃખ થાય? મ્હેં અત્યાર સુધી નજીવું ખાઇને દહાડા કાઢયા છે. લુખું સુકું ખાઇને તું મ્હોટી થઇ છે. મ્હારા મરી જવાથી પણ તમને શું વિશેષ દુઃખ છે? જો હું જીવીશ તો મ્હારે ત્હારો વિવાહ કોઇ બુઢ્ઢાની સાથે કરવો પડશે! શું હું કાંઇ તમારો બાપ છું? કદાપિ નહિ.!"

વિશેષ ઉત્તેજનાથી શાસ્ત્રીજી પાછા બેહોશ બની ગયા. થોડા સમય પછી કાંઇક શુદ્ધિમાં આવીને તેમણે કહ્યું:—"કેશવ આવ્યો છે ? જો આવ્યો હોય તો એ દુષ્ટને મ્હારી પાસેથી દૂર કાઢી મૂકો."

સાવિત્રી:—ભાઇ નથી આવ્યો.

શાસ્ત્રીજી:—નથી આવ્યો એજ ઠીક છે. હું એના હાથના પિંડ સુદ્ધાં નહિ લઉં. કાલીશંકર પિંડ આપશે. કેશવાને જહન્નમમાં જવા દ્યો.

જાહ્નવીએ પતિના મ્હોંપર હાથ મૂકીને કહ્યું:—"ચૂપ થઇને સૂઇ રહો, એટલે દુઃખ ઓછું થાય. સૂઇ કેમ નથી જતા ?"

શાસ્ત્રીજી:—હવે શું દુઃખ ઓછું થવાનું છે ? હવે તો એકી વખતે સઘળાં દુઃખોનો અન્ત આવનાર છે.

સતી ખસીને બારણાં પાસે જઇને બેસી રહી હતી. બારણાં થોડાં ઉઘડી ગયાં હતાં. હજી પણ ઝરમર ઝરમર વૃષ્ટિ વર્ષતી હતી. ગગનમંડળમાં મેઘગર્જનાઓ થતી હતી. અંધકાર ઓછો થયો નહોતો. ઠંડી હવા શરીરને ધ્રૂજાવી દેતી હતી. સતી ટગર ટગર એ અંધકારને જોઇ રહી હતી. જાણે કે તે એવો વિચાર કેમ ન કરતી હોય કે, આ ભયંકર અંધકારમાં જવાથી ઉષાનો પ્રકાશ દેખાશે કે નહિ ?!

આ સમયે શાસ્ત્રીજીને નિદ્રા આવી ગઇ હતી. તેઓ એકાએક જાગીને બોલી ઉઠ્યા:—"સાંભળો છો કે ?"

જાહ્નવી:—શું કહો છો ?"

શાસ્ત્રીજી:—કાલીશંકર ક્યાં છે ?

જાહ્નવી:—તમારી પાસેજ સૂઇ રહ્યો છે.

મહા કષ્ટે શાસ્ત્રીજીએ તેના શિર ઉપર હાથ મૂક્યો. જાહ્નવીએ પૂછ્યું:—"આ શું કરો છો ?"

શાસ્ત્રીજીઃ—આશીર્વાદ આપું છું. સાવિત્રી ક્યાં છે? સૂઇ ગઇ છે કે શું?

"બાપુ!" કહીને સાવિત્રી પિતાની પાસે આવી. પિતાએ કહ્યું:– "બ્હેન! હું તને પણ આશીર્વાદ આપું છું."

સાવિત્રીએ રડતાં રડતાં કહ્યુંઃ—"બાપુ! એમ ન બોલો–અમને ઘણું દુઃખ થાય છે."

જાહ્નવીઃ—સાવિત્રિ! બ્હેન! રડીશ નહિ. તું રડીશ તો ત્હારા પિતાને દુઃખ થશે.

શાસ્ત્રીજીઃ—નહિ નહિ–દુઃખ શાનું? બેટા! હું તને આશીર્વાદ આપું છું. કેશવ! કેશવ નથી કે શું? હું તેને પણ આશીર્વાદ આપું છું. ગમે તેવો પણ મ્હારો દીકરો છે ને?

સાવિત્રીઃ—બાપુ! મ્હોટી બ્હેનને આશીર્વાદ કેમ નથી આપતા? તેને પણ આશીર્વાદ આપો!

શાસ્ત્રીજીઃ—ત્હારી બ્હેનને–સતીને આશીર્વાદ આપું? તેને આશીર્વાદ આપું કે તેનો તિરસ્કાર કરું? બાપ–બાપ થઇને મરતી વખતે દીકરીનો તિરસ્કાર કરતો જઉં?

ક્ષીણસ્વરે જાહ્નવીએ કહ્યુંઃ—"તમે આ શું કહો છો? જુઓ, તમારી સતી બારણાં પાસે બેસી રહી છે. તેને એક વખત બોલાવો તો ખરા."

શાસ્ત્રીજીએ બારણાં તરફ દૃષ્ટિ કરી ક્ષીણકંઠે કહ્યુંઃ–"સતિ! આવ બેટા!"

સતી આંખોમાંનાં આંસુ સાફ કરી નાખી પિતાના પગ પાસે આવીને બેઠી. શાસ્ત્રીજીએ કહ્યુંઃ–"બ્હેન! ત્યાં નહિ–અહિં મ્હારી પાસે આવીને બેસ. મ્હારે તને એક બે વાત કહેવી છે. તને મ્હેં ઘણાં કઠોર વચનો કહ્યાં છે!"

સતી પિતાના ઉશિકા પાસે આવીને બેઠી. તેના તરફ દૃષ્ટિ કરી શાસ્ત્રીએ કહ્યું:–"સતિ ! બ્હેન ! હું તને પણ આશીર્વાદ આપું છું ! નહિ નહિ–પરંતુ ત્હારે માટે આશીર્વાદની કાંઈ જરૂર નથી. જો જરૂર હોત તો હું તને વિશ્વેશ્વર......નહિ નહિ એ વાત......હવે એ વાતનું શું કામ છે ? હું શું કરું ? આશીર્વાદ આપું ? સાંભળ બ્હેન ! પિતાનાં પાપોનું ફળ બાળબચ્ચાંને ભોગવવું પડે છે. એથી કરીનેજ તમે દુઃખ ભોગવો છો, અને ભોગવશો. હું શું કરું ? મ્હારો એક પણ ઉપાય નહોતો. જાણી જોઈને મ્હેં કશું પાપ કર્યું નથી. તો પણ આ પૂર્વજન્મનાં પાપોનું ફળ છે. તને હું કયે મ્હોડે આશીર્વાદ આપું ? આશીર્વાદનું મૂળ તો મ્હેં જાતેજ જડમૂળથી ઉખેડી નાખ્યું છે. તોપણ એટલું યાદ રાખજે કે મ્હેં ઘણી લાચારીથીજ મ્હારા હાથે ત્હારા જીવનને ધૂળધાણી કર્યું છે. શું કરું–મ્હારો એક પણ ઉપાય નહોતો !"

સતી પત્થરની પ્રતિમા પ્રમાણે ચૂપ બેસી રહી હતી. જાહ્નવીએ કહ્યું:–"હમણાં એ બધી વાતો રહેવા દ્યો. થોડા સમય સૂઈ રહો."

"સૂઈ રહું ? શા માટે સૂઈ રહું ?! થોડા સમય પછી એવી ગંભીર ઉંઘ આવવાની છે કે તે ઉંઘમાંથી કદાપિ જાગી શકાય તેમ નથી. તેમ થશે એટલે પછી મ્હને ઘણી શાન્તિ મળશે ! તેથીજ જ્યાં સુધી જીવતો છું ત્યાં સુધી બે ચાર વાતો કરી લઉં છું સતી ! ક્યાં ગઈ ? બ્હેન ! હું તને શું કહું ? મ્હને કાંઈ યાદ આવતું નથી. આશીર્વાદ આપું ? શું કહીને હું હતભાગી તને આશીર્વાદ આપું ? હું તો હવે ચાલ્યો–તને–"

સતીએ રડતાં રડતાં કહ્યું:–"તમે જશો ? બાપુ ! હું આપની સેવા ચાકરી બરાબર કરી શકી નથી; તેથી મ્હને આશીર્વાદ આપો.

કે, હું પણ આપની પાસે આવી પહોંચીને સારી રીતે આપની સેવા ચાકરી કરી શકું."

શાસ્ત્રીજીઃ—સતિ ! ત્હારે મ્હારી પાસે આવવું છે ? હા—એ ઘણી શાન્તિદાયિની જગ્યા છે. બ્હેન ! શું તું ત્યાં આવીશ ? તને ઘણું દુઃખ પડે છે ? બ્હેન ! આવી ન્હાની ઉંમરમાં, આવા નવીન જીવન-માંજ તું આ મૃત્યુલોકથી કંટાળી ગઇ ? ત્યારે આવ—મ્હારી પાસે આવ. ન્હાનપણમાં જે પ્રમાણે હું તને મ્હારા ખોળામાં બેસાડીને ખવડાવતો હતો તેજ પ્રમાણે અત્યારે પણ તને મ્હારા ખોળામાં બેસાડીને મ્હારી સાથે લઇ જઇશ."

સ્વામીને શાન્ત કરવાને માટે જાહ્નવી તેમના મસ્તક ઉપર અને મ્હોંપર પોતાનો હાથ ફેરવવા લાગી. રામશંકરે કહ્યું:—" ગુન્હેગાર ! હા હું ગુન્હેગાર છું ! મ્હારો શો ગુન્હો છે તે સાંભળો ! હું દરિદ્ર હતો; છતાં શા માટે મ્હેં વિવાહ કર્યો ? શા માટે સંસારી થયો ? શા માટે બાળબચ્ચાંનો બાપ બન્યો ? પરંતુ એ ગુન્હો મ્હારો નથી. મ્હારો વિવાહ મ્હારાં માબાપોએ કર્યો હતો તેથી તેઓજ ખરાં ગુન્હેગાર છે. તેમનાં પાપોનું ફળ મ્હેં ભોગવ્યું છે, અને મ્હારાં પાપોનું ફળ તમે ભોગવો છો. પછી ગુન્હો શાનો ? આવ બ્હેન ! હું તને આશીર્વાદ આપું. આશીર્વાદ આપીશ; પરંતુ થોડા સમય પછી આપીશ—"

થાકી ગયેલો રોગી આમ કહેતો કહેતો સૂઇ ગયો.

રાત્રિ લગભગ પૂરી થવા આવી હતી. માતાના વારંવાર કહેવાથી સાવિત્રી પથારી પાસે સૂઇ ગઇ હતી. સતીને ઉંઘ આવતી હતી; પરંતુ તે દિવાલને અઢેલીને બેસી રહી હતી. માત્ર એકલી જાહ્નવીજ ટગર ટગર પતિને જોઇ રહી હતી; એવામાં એકાએક તેણે સતીના અંગ પર હાથ મૂકીને કહ્યું:—" સતિ!"

આંખો ચોળતાં ચોળતાં સતીએ કહ્યું:–"કેમ બા ?"

જાહ્નવી:–જો, મ્હારા બાપુના ગળામાંથી કાંઇ અવાજ થાય છે. જોને, એમનું મ્હોં પણ કેવું થઇ ગયું છે ? બ્હેન ! હું શું કરું ?

થોડા સમય સુધી પિતાની સ્થિતિ જોઇને સતીએ કહ્યું:–"બા ! ડૉકટરને બોલાવીશું ?"

જાહ્નવી:–હજી તો પ્રભાતકાળ થયો નથી. ડૉકટરને બોલાવી લાવવા કોણ જશે ?"

માતા અને ભગિની ઘણે ધીમે સ્વરે વાતચિત કરતાં હતાં તો પણ સાવિત્રીની નિદ્રા ઉડી ગઇ. તેણે ઉઠી બેઠી થઇને કહ્યું:–"હું જઇને ડૉકટરને બોલાવી લાવીશ."

જાહ્નવી:–તું તો બાળક છે–ડૉકટર પાસે જઇને તું શું કરીશ ?

સતી:–કરવાનું શું હતું ? તેમનું મકાન કાંઇ બહુ દૂર નથી. હું જઇને તેમને બોલાવી લાવું છું–ત્યાં સુધીમાં તું દેવતા સળગાવ.

આ પ્રમાણે કહીને સતી ચાલી ગઇ. જાહ્નવી દેવતા સળગાવીને પતિના હાથ પગ સેકવા લાગી; પરંતુ તેની નજર બારણાં તરફજ હતી. અડધા કલાક પછી સતી ડૉકટરને સાથે લઇને પાછી આવી પહોંચી. સૌના જીવમાં જીવ આવ્યો. રોગીની સ્થિતિ જોઇને ડૉકટરે કાંઇ કહ્યું નહિ. ફી સુદ્ધાં લીધી નહિ. તેઓ માત્ર દવા આપીને ચાલ્યા ગયા.

પરંતુ શાસ્ત્રીજી પુનઃ શુદ્ધિમાં આવ્યા નહિ. તેમની સ્થિતિ ધીમે ધીમે વિશેષ બગડી ગઇ. આથી મ્હોટેથી રડી રડીને જેઠાણીએ બે ચાર પુરુષોને બોલાવ્યા. તેમણે શાસ્ત્રીજીને ચૉકામાં સૂવાડ્યા જાહ્નવી બન્ને હાથથી સ્વામીના પગો પકડીને, તેમાં પોતાનું મ્હોં છુપાવી રડવા લાગી. મ્હોટે અવાજે રડીને તે પોતાનો હૃદયભાર ઓછો કરી

શકી નહિ. સાવિત્રી મ્હોટે અવાજે ' બાપુરે ! ' ' બાપુરે ! ' કહીને રડવા લાગી. કાલી પણ રડયા કરતો હતો. સતી ચૂપ રહીને પિતાનાં મ્હોંમાં ગંગાજળ રેડતી હતી. તેની આંખોમાં આંસુઓ ભરાઇ આવ્યાં હતાં. જેઠાણી ' ગંગા—નારાયણ—બ્રહ્મ ' કહેવા લાગી. તે સમયે હમ્મેશાંની રંગબેરંગી ઉષાની જ્યોતિ સર્વત્ર ફેલાઇ રહી હતી.

——:(૦):——

## પ્રકરણ ૭ મું.

—∞—

### વૈધવ્યપ્રાપ્તિ.

" છે વૈધવ્યે વધુ વિમળતા, બ્હેન સૌભાગ્યથી કે' !
છે ભક્તિમાં વધુ વિમળતા, બ્હેન શૃંગારથી કે' ! "

**કલાપી.**

જેવું સર્વઠેકાણે સ્થળોએ થયા કરે છે,—હમ્મેશાંની તો શું; પરંતુ સંસારની પ્રત્યેક ક્ષણની જે ઘટનાઓ છે એ સઘળી, શાસ્ત્રીજીના કુટુંબનો હાહાકાર તેમજ આર્ત્તનાદ હોવા છતાં બંધ રહી નહિ, તથા જોતજોતાંમાં દિવસોઉપર દિવસો પસાર થવા લાગ્યા. ઉગામના પરોપકારી યુવકોએ શાસ્ત્રીજીનો અંતિમ સંસ્કારમાં કરવામાં ઘણી સહાયતા કરી. કાલીશંકરને હાથેજ તેમનો અગ્નિસંસ્કાર કરાવવામાં આવ્યો; કેમકે સપુત કેશવકાન્ત એ સમયે ગામમાં હાજર નહોતો. તે ચંદ્રપુરના બાબુઓની સાથે કલકત્તા શોખ મારવાને ઉપડી ગયો હતો. અગ્નિસંસ્કાર થતી વખતે જાહ્નવી બેહોશ બની ગઇ. સૌએ મળીને તેને સ્નાન કરાવીને, કપડાં બદલાવીને, તથા કન્યાઓની પાસે ઘેર પહોંચાડીને પોતાના કર્ત્તવ્યનું સર્વ પ્રકારે પ્રતિપાલન કર્યું.

આવા અસાધારણ શોકના દિવસો પણ એક એકે પસાર થઇ જવા લાગ્યા; કેમકે દિવસો ચાલ્યા જાય છે—તે કોઇના મ્હોં સ્હામે જોતા નથી. માત્ર મનુષ્યજ બળપૂર્વક તેની અંદર પોતાનું સ્થાન બનાવી લે છે. મા કાંઇ બોલતી નહોતી—હાલતી ચાલતી નહોતી—સતી તથા સાવિત્રી હમ્મેશાં માતાના મ્હોં સ્હામું જોઇ રહીને પોતાના દિવસો કાઢે છે. કાલી જ્યારે વચ્ચે વચ્ચે રડયા કરે છે ત્યારે તેઓજ તેને શાન્ત કરે છે. શ્રાદ્ધને હવે માત્ર બીજા બે દિવસ બાકી રહ્યા છે. રામશંકર શાસ્ત્રી જે પેઢીમાં નોકરી કરતા હતા તે પેઢીના શેઠે કૃપા કરીને શાસ્ત્રીજીના આ મહિનાના પગારમાંથી ગેરહાજરી બદલના પાંચ આના એક પૈસો અને એકાદ પાઇ બાદ કરીને બાકીના નવ રૂપિયા દશ આના અને એકાદ પાઇ મોકલી આપી. સતીએ એ રકમને શ્રાદ્ધના ઉપયોગમાં લેવાનો વિચાર કરીને મૂકી રાખી છે. ગમે તો પોતાને ભૂખે પેટે દિવસો કાઢવા પડે તેની ચિન્તા નથી; પરંતુ પિતાનું શ્રાદ્ધ તો થવુંજ જોઇએ. ઘરનાં માણસો હમ્મેશાં કેશવકાન્તભાઇના આવવાની રાહ જુએ છે; પરંતુ લાલસાહેબનો અગર તો ભાઇસાહેબનો પત્તો-જ નથી.

ચંદ્રપુર માણસ મોકલી તપાસ કરાવવામાં આવી તો ત્યાંથી એવો ઉત્તર આવ્યો કે, કેશવકાન્ત ત્યાં નથી—કલકત્તા છે. જે માણસ આવો ઉત્તર લઇ આવ્યો તેણે, કેશવકાન્ત પિતાના મૃત્યુ સમાચાર કલકત્તામાં જાણી શકે એવી વ્યવસ્થા કરી હતી; પરંતુ સતીએ વિચાર્યું કે, એ સમાચાર ભાઇને કાને પહોંચનાર નથી!

ધીમે ધીમે શ્રાદ્ધનો દિવસ પણ આવી પહોંચ્યો! સૌએ મળીને જ્યારે જાહ્નવીને કાર્યસ્થાનમાં લઇ જઇને બેસાડી ત્યારેજ જાણે કે તેને શુદ્ધિ આવી. પતિના સ્વર્ગવાસ પછી જાહ્નવીનું ચિત્ત તદ્દન અ-

સ્થિર બની ગયું હતું. કન્યાઓ જે કાંઇ કહેતી તેજ તે કરતી હતી. આજે તેને ચૈતન્ય આવ્યું તેણે કહ્યું:—“સતિ! શ્રાદ્ધક્રિયા મ્હારા હાથે શા માટે કરાવો છો? કેશવ ક્યાં છે?”

સતીએ નીચું મ્હોં કરીને કહ્યું:—“બા! ભાઇ આવ્યો નથી”

જાહ્નવી:—ભાઈ આવ્યો નથી?! તમે તેને ખબર મોકલી નથી?

સતી:—ભાઇ કલકત્તા છે. ત્યાં સમાચાર પહોંચાડયા છે; પરંતુ તેને પહોંચ્યા હોય એમ લાગતું નથી!

જાહ્નવી ઘણા વિચારમાં પડી ગઇ. અંતે તેણે કહ્યું:—“ત્યારે પછી સઘળી ક્રિયા કાલીશંકરના હાથે કરાવો! તેના હાથે જે કાંઇ થશે તેથી સ્વર્ગસ્થ આત્માને તૃપ્તિ થશે!”

આખા દિવસનો ઉપવાસ કરીને માત્ર છ વર્ષની ઉમ્મરના બાળક કાલીશંકરે પિતાને પિંડ આપ્યો. કાર્ય પૂરૂં થયા પછી નિર્જીવ જેવા બની ગયેલા કાલીને માતાના ખોળામાં આપતાં સતીએ કહ્યું:—“બા! જરા ભાઇના મ્હોં સ્હામું તો જો; નહિ તો એ પણ બચશે નહિ. બા! જીવ કાંઇક ઠેકાણે રાખ, નહિ તો પછી અમે સૌ કોનું મ્હોં જોઇને જીવતાં રહીશુ?”

જાહ્નવી ઉઠીને બેઠી થઇ. તેણે પોતાના હાથે બાળક કાલીને ખચ-કાવીને પોતાના ખોળામાં લઇ લીધો. ગામના કેટલાક શ્રીમંતોએ વગર માગ્યે મદદ તરીકે રૂપિયા મોકલી આપ્યા હતા! સાધારણ રીતે બે ચાર બ્રાહ્મણને ભોજન કરાવવામાં આવ્યું, અને તેમ કરીને શાસ્ત્રી-જીના દરિદ્રતાથી દુઃખી થતા આત્માની તૃષ્ણા—ક્ષુધાની યતકિંચિત શાન્તિ કરવામાં આવી.

* * * *

બીજી તરફ કેશવકાન્ત બાબુલોકોની સાથે કલકત્તામાં ‘દુર્ગેશન-

ન્દિની'નો અભિનય જોઈ રહ્યો હતો; કેમકે તેને પણ પોતાની કંપનીમાં એ નાટક ભજવવાનું હતું. કેશવકાન્ત આયેશાનો પાટ ઉત્તમ પ્રકારે ભજવી શકે એ માટે બાબુઓ તેને દુર્ગેશનન્દિનીનો ખેલ જોવાને કલકત્તા સાથે લઇ ગયા હતા. ચંદ્રપુર ગયા પછી એ લોકોએ ત્યાં પણ એ નાટક ભજવ્યું. જે દિવસે નાટક થવાનું હતું તે દિવસેજ કેશવકાન્તના પિતાનું શ્રાદ્ધ હતું; પરંતુ નાટકમાં કોઇપણ પ્રકારનું વિઘ્ન ન નડે એ માટે નાટકના માલિકે કેશવકાન્તને તેના ઘર સંબંધીના કશા સમાચાર કહ્યા નહિ. જો કે કેશવકાન્તના ગામથી ચંદ્રપુર ત્રણ ગાઉ કરતાં વિશેષ દૂર નહોતું; પરંતુ આ દરિદ્રના મૃત્યુ સમાચાર ત્યાં સુધી પણ પહોંચી શક્યા નહિ !

ગમે તેમ હોય; પરંતુ નાટક તો બરાબર ભજવાયું. કેશવકાન્તે આયેશાનું કાર્ય એટલી બધી નિપુણતાથી કર્યું કે, જ્યાં ત્યાં તેની તારીફ થવા લાગી. કેશવકાન્ત મનમાં ને મનમાં અતિ પ્રસન્ન થયો; પરંતુ કોણ જાણે કે તેનો શાથી એક વખત ઘેર જઇ આવવાનો વિચાર થયો. નાટકના માલિકે તેને ઘેર જવાની રજા આપી એટલે તે પોતાના ગામ તરફ ચાલી નીકળ્યો.

શાસ્ત્રીજીના મૃત્યુ પછી પંદર દિવસો વીતી ગયા છે. આટલા દિવસોમાં શાસ્ત્રીજીના કુટુંબનો શોકાવેગ કાંઇક ઓછો થઇ ગયો હતો. શોક માનવાનો તેમને અવસર પણ ક્યાં હતો ? શ્રાદ્ધાદિ કરતાં જે કાંઇ પૈસા બચ્યા હતા તે પૈસાથી આટલા દિવસ સુધી કોઇ પણ પ્રકારે નિર્વાહ ચાલતો હતો; પરંતુ અંધકારમય ભવિષ્યની છાયા સતી અને સાવિત્રીના મ્હોંપર પ્રકાશી રહી હતી. ભોજન થઇ ગયા પછી સૌએ જાહ્નવીને એક ચટાઇ ઉપર કાલીશંકરની પાસે સુવાડી. સૂતાં સૂતાં તેણે બાળકના શિરપર હાથ મૂકીને શૂન્યદૃષ્ટિથી મકાનનાં બારણાં

તરફ નજર કરી. તેના અંતરમાં વિવિધ પ્રકારની ચિન્તાઓના તરંગો ઉઠતા હતા. તેનું જીવન આ સમયે જાણે કે ગ્રન્થિહીન, શૃંખલાહીન તેમજ વિપર્યસ્ત બની ગયું છે! પૃથ્વી એજ પ્રમાણે હસી રહી છે. દિવસો હમ્મેશાંની માફક પસાર થયે જાય છે. સૂર્ય તેજ પ્રમાણે પ્રકાશે છે. ચંદ્રદેવનાં કિરણો એવાંજ શીતળ છે. રાત્રિ પણ તેજ પ્રમાણે તારાઓથી પ્રકાશી રહી છે! ચારે તરફ આ કેવી નિર્દયતા છે! કોઇ કોઇને માટે એક દિવસ સુદ્ધાં શોક કરતું નથી?

કેશવકાન્તથી એકાએક ઘરમાં પગ મૂકી શકાયો નહિ. તેને એમ લાગ્યું કે જાણે કોઇ ભયંકર બનાવ બન્યો છે! ઘર તદ્દન શ્રીહીન, મલિન તેમજ અંધકારમય બની ગયું છે. રડતાં રડતાં આંગણામાં આવીને તેણે કહ્યું:—"બાપા!"

સતી અને સાવિત્રી ગૃહકાર્ય કરતી હતી. તેમણે પોતાનું કાર્ય છોડી દીધું. જાહ્નવીએ પણ ચમકીને બારણા તરફ જોયું. તેને જાણે એમ લાગ્યું કે, કેશવકાન્તની સાથે પતિ આવ્યા છે; પરંતુ પતિ દેખાયા નહિ. કેશવકાન્ત એકલોજ નજરે પડયો. જાહ્નવીએ પોતાનાં નેત્રો મીંચી દીધાં.

કેશવકાન્તે ફરીથી કહ્યું:—"બાપા!"

ફરીથી અવાજ થતાંની સાથેજ જેઠાણીની ઉંઘ ઉડી ગઈ! તે જલદીથી ઉઠી અને આંગણામાં જઈને તેણે કહ્યું:—"કોણ, કેશવો છે કે? રામ રામ! ત્હારા જેવો કપુત દુનિયામાં બીજો કોઈ નહિ હોય! હવે 'બાપા! બાપા!' કહીને બુમો શાની પાડે છે? બાપને મરી ગયાને તો આજે સોળ દિવસો થઈ ગયા છે. ત્હેં આવીને બાપને ન આપ્યો પિંડ કે ન કર્યો અગ્નિસંસ્કાર! એ અંજલિ પાણી પણ ન આપ્યું! આવો કપુત દિકરો જહન્નમમાં જાઓ!" આવી રીતે જેઠા-

બ્રીએ પોતાના હૃદયનો ભાર ભયંકર ભાષામાં ખાલી કર્યો.

કેશવકાન્તના પગ સ્થિર થઇ ગયા. તે જ્યાં હતો ત્યાંજ બેસી પડયો. શું એમ બની શકે કે ? સ્હામે સાવિત્રીને જોઈ તેણે વ્યાકુળ કંઠે કહ્યું:—"સાવિત્રી ! શું થયું છે ?—શું થયું છે, કહે તો ખરી ! શું બાપા હવે આ દુનિયામાં નથી ? સાવિત્રી ! આ શું સાચી વાત છે ? ના ના, કદાપિ એમ બને નહિ."

સાવિત્રીએ બન્ને હાથથી પોતાનું મ્હોં છુપાવી દીધું. એવામાં ચટાઇ પર સૂઈ રહેલી માતાના ઉપર કેશવકાન્તની નજર પડી. તેની માતાએ સફેદ કપડું પહેર્યું હતું. વાળ છુટા વિખરાના પડયા હતા. ચ્હેરો ફિક્કો પડી ગયો હતો. તે જાણે કોઈ નિરાધાર નારી કેમ ન હોય ! કેશવકાન્તનું પત્થર જેવું હૃદય પણ પીગળી ગયું. તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તે બન્ને હાથોથી પોતાની આંખો દબાવીને ચૂપ થઈ બેસી રહ્યો. તેને એમ લાગ્યું કે, 'શું આજ મ્હારી લક્ષ્મી સ્વરૂપિણી હાસ્યમયી માતા છે !'

ઘણા સમય પછી નમ્રસ્વરે સાવિત્રીએ કહ્યું:—"ભાઈ ! જરા બા પાસે ચાલ."

કેશવકાન્ત:—કોની પાસે ? બાની પાસે ?! ના ના હું તેની પાસે આવી શકતો નથી.

એવામાં સતી ત્યાં આવી પહોંચી. કઠિન સ્વરે તેણે કહ્યું:—"જે થઇ ગયું છે તેનું પ્રાયશ્ચિત્ત કરી શકાય તેમ નથી. ભાઈ ! આ સમયે બાને સમજાવ, તેના વ્યાકુળ આત્માને શાન્ત કર. ન્હાના ભાઈને મરતો બચાવ. હવે તું ક્યાં જઈશ ? જા જા, બા પાસે બેસ."

કેશવકાન્ત સતીનાં વચનોને અમાન્ય કરી શકયો નહિ. જેવો તે ઉઠીને ઉભો થયો કે જેઠાણી વાઘિણીના જેવા સ્વરે બોલી ઉઠી:—

" અડકતો નહિ. કોઇ ચીજને અડકતો નહિ, પહેલાં જઇને સ્નાન કર."

કાંઈ વિચાર કરીને સતીએ કહ્યુંઃ—" ચાલ, પાસેના તળાવમાંજ સ્નાન કરી લે, નદીએ જવાની કાંઈ જરૂર નથી."

કદાચ ભાઇસાહેબ પાછા રફુચક્કર થઈ જશે એવા ભયથી સતી સાથે જઇને કેશવકાન્તને સ્નાન કરાવી લાવી. સ્નાન કરી આવ્યા પછી તે તેની માતા પાસે ગયો, અને ઘણા સમય સુધી રડયો !

જાહ્નવીએ એક ગાઢ નિઃશ્વાસ મૂકી મિષ્ટસ્વરે કહ્યુંઃ—" બેટા ! રડીશ નહિ. હવે રડવાથી શું વળે તેમ છે ? ત્હારા ઉપર તેમનો જે ગુસ્સો હતો તે મરતી વખતે દૂર થઈ ગયો હતો. તેઓ તને અનેક આશીર્વાદો આપી ગયા છે; તેથી ત્હારું ભલું થશે–તું સુખી થઇશ."

કેશવકાન્તે નાટકના માલિકને અસંખ્ય ગાળો દીધી. તેણે તેને ત્યાં નહિ રહેવાના સોગન ખાધા. કેટલાક દિવસ સુધી તો તે ઘેરજ રહ્યો. સતીએ વિચાર્યું કેઃ—" વિપત્તિના મારથી ભાઈ સુધરી ગયો." પરંતુ બે ચાર દિવસમાંજ એમ માલૂમ પડયું કે, ભાઇસાહેબ સુધરે એવી આશા રાખવી એ મૂર્ખાઈ છે.

બે ચાર દિવસ પસાર થતાંજ કપુત કેશવકાન્તે ચતુરાઈ ચલાવીને સતીને કહ્યુંઃ—" જો બ્હેન ! આમ નિરાંતે બેસી રહીએ તે કેમ ચાલે ? હું નોકરીની તપાસ માટે બ્હાર નીકળી પડું છું. વચ્ચે વચ્ચે ઘેર આવતો રહીશ. આ મ્હારી પાસે દશ રૂપિયા છે તે રાખો, અને તેમાંથી હમણાં તો ખરચ નિભાવજો. હું જલદીથી ઘેર આવી પહોંચીને સઘળો ભાર મ્હારા શિરપર ઉપાડી લઇશ. તમારે ગભરાવાનું કાંઈ કારણ નથી. જો વચ્ચે કાંઈ ખાસ જરૂર પડે તો ચંદ્રપુરની નાટક કંપનીમાં મ્હારા નામનો કાગળ લખજો, અગર તો કોઈ માણસને મોકલજો એટલે હું તરતજ ઘેર આવી પહોંચીશ."

પૂરતો વિચાર કરીને સતીએ રૂપિયા લઈ લીધા. સાવિત્રીએ દયાજનક સ્વરે કહ્યું:—"ભાઈ ! બે ચાર દિવસ વધારે રહોને. તમને જોઈને બાને થોડી ધીરજ આવી છે. બે ચાર દિવસ પછી જ્યાં જવું હોય ત્યાં ભલે જજો."

કેશવકાન્તઃ—તું ગાંડી છે કે શું ? બેસી રહેવાથી કાંઈ નભી શકે કે ? જો—હમણાં બાને કાંઇ કહીશ નહિ—નહિ તો તે રડયા કરશે—હું ચાલ્યો જઉં એટલે કહેજે કે ભાઈ તો ગયો. !"

સંધ્યા થઈ ગઇ હતી તો પણ જાહ્નવીએ સાવિત્રીને પોતાની પાસે બોલાવીને તેની વેણિ ગુંથવાની ઇચ્છા કરી. સાવિત્રીનાં નેત્રોમાંથી કેટલાંક અશ્રુબિંદુઓ ટપકી પડયાં. તેણે માતા ન જાણી શકે તેવી રીતે અશ્રુબિંદુઓ સાફ કરી નાખીને કહ્યું:—"બા ! આજે વેણિ ગુંથવી રહેવા દે—વળી કોઈ દહાડે ગુંથજે."

નિર્બળતાથી જાહ્નવીના હાથ દૂટી પડતા હતા; તો પણ તેણે સાવિત્રીનું કહેવું નહિ માનતાં તેની વેણિ ગુંથવા માંડી.

રાત્રિનું સઘળું કામકાજ પરવારીને, તથા રસોડાને તાળું વાસીને સતી કાલીનો દૂધનો પ્યાલો હાથમાં લઈ બ્હાર આવી. દૂધના પ્યાલાને સિંકા પર મૂકીને જેવી તે પોતાની માતા પાસે આવી કે, તરતજ માતાએ પૂછ્યું:—"રસોડાને બંધ કરીને કેમ આવી ? શું કેશવ જમવાનો નથી ? બન્ને બ્હેનો જમવાની નથી ?"

સતીઃ—કેશવ જમ્યો છે. રસોડામાં હવે કાંઈ કામ નથી.

જાહ્નવીઃ—તું નહિ જમે ? કેશવ ક્યાં ગયો ?

સતીએ શિર નમાવીને કહ્યું:—"નોકરીની શોધ કરવાને માટે તે ચંદ્રપુર ગયો છે."

જાહ્નવીઃ—હેં ? ત્યારે તેણે મ્હને કાંઈ કહ્યું કેમ નહિ ?

સતી:—મા ! તું પાછી જીવ બાળે—રડારોળ કરે એવા ભયથી તને કહ્યું નથી. ભાઈ કહેતો ગયો છે કે, 'બે ચાર દિવસમાં પાછો આવીશ. નોકરી કર્યા વિના ઘરસંસાર કેવી રીતે ચાલશે?' ઘર ખરચને માટે તે દશ રૂપિયા આપતો ગયો છે.

જાહ્નવી થોડા સમય સુધી ચૂપ રહી. ત્યાર પછી એક ગાઢ નિઃશ્વાસ મુકી મૃદુસ્વરે તેણે કહ્યું:—"રડારોળ શા માટે કરું ?—તેને જેમ કરવામાં સુખ જણાય તેમ તે ભલે કરે."

પાછીથી પાછી થોડા સમય સુધી સાવિત્રીની વેણિ ગુંથીને જાહ્નવીએ સતીને કહ્યું:—"સતિ ! હવે તો તુંજ સાવિત્રીની વેણિ ગુંથી નાખ."

સતી સાવિત્રીની વેણિ ગુંથવા બેઠી. જાહ્નવી પોતાના બિછાનામાં જઈને સૂઈ રહી. વેણિ ગુંથાઇ રહી એટલે સાવિત્રી પણ માતા પાસે જઈને, તેની છાતી પાસે પોતાનું મસ્તક મુકી, તથા જમણો હાથ તેના અંગ ઉપર નાખીને સૂઇ રહી. સતીએ માતાને કહ્યું:—"મા ! થોડું પાણી પીને સૂઈ જા."

જાહ્નવી:—ના બ્હેન ! મ્હારે પાણી પીવું નથી. મ્હને નિદ્રા આવે છે.

સતી સમજતી હતી કે, માતાની આ શાન્ત ચિન્તા તદ્દન નિદ્રાના જેવીજ તન્મયતાપૂર્ણ હોય છે. માતાને જ્યારે ચિન્તા આવીને દબાવે છે ત્યારે તે કોઈની વાત સહન કરી શકતી નથી. લાચારીથી તેણે સૂઈ ગયેલા ભાઈને ઉઠાડીને દૂધ પાયું—તથા તેના સર્વાંગ ઉપર પોતાનો હાથ ફેરવીને તેને સૂવાડી દીધો. ગાયનું દૂધજ બાળકનું જીવન હતું: તેથી સતી ગાયની સેવા ચાકરી કરવામાં સહજ પણ ત્રુટી કરતી નહોતી.

રાત્રિ વધવા લાગી. તે દિવસે ઘણી અસહ્ય ગરમી હતી. દિવો બુઝાવી નાખીને સતી બારણાંની પાસેજ એક કામળી બિછાવીને સૂઇ

રહી. તેના લાંબા વાળ તેના અંગપર ઉડવા લાગ્યા. બ્હાર આકાશમાં વાદળાંઓ એકઠાં થઇ ગયાં હતાં–એક પણ તારો આસ્માનમાં દેખાતો નહોતો—કોઇ પણ ઠેકાણે પ્રકાશનું ચિહ્ન સુદ્ધાં નહોતું. સ્તંભિત પૃથિવી જાણે કે તેવીજ રીતે પોતાના મલિનવસ્ત્રનો છેડો બિછાવીને કોઇ ખુણામાં જઇને પડી હતી; અવસાદ તથા વિષાદ તેના હૃદયમાં પણ ભરેલાં હતાં ! ધારો કે જાણે કે તે પ્રભાતકાળમાં પાછી ઉઠીને ઉભી થઇ શકશે નહિ !

સતી સમજી શકી નહિ કે, પોતાના હૃદયપર પત્થરના જેવો ભાર કેવી રીતે પડયો છે ?! જ્યાં સુધી તે કામમાં રહે છે, ત્યાં સુધી તો જાણે કે એ ભાર માલૂમ પડતો નથી; પરંતુ નવરાશ મળતાંજ એ બોજો પાછો તેના હૃદયને દબાવી દે છે. બીજા કેટલા દિવસો આવી સ્થિતિમાં કાઢવા પડશે ? શું આ ભાર તેના હૃદયપરથી કદાપિ ઉતરી શકશે નહિ ? તેને રડવાનું ઘણું મન થાય છે; છતાં તે રડી શકતી પણ નથી.

સુશીલા સતીએ પૃથિવી તરફ જોઇને વિચાર્યું:—“ આહ ! કેવો અંધકાર જણાય છે ! શું આ અંધકારનો અન્તજ નથી કે ! ” આકાશમાં દૃષ્ટિ કરી જોતાં તેણે જોયું કે, માત્ર એક તારો પ્રકાશી રહ્યો છે ! સતી વિચારવા લાગી:–“ શું એ મ્હારા બાપા છે ?! શું તેઓ મ્હને પોતાની પાસે બોલાવે છે ? ” વિચાર કરતાં કરતાં સતીને એમ લાગ્યું કે, જાણે એ તારો તેની તરફ ધીમે ધીમે ઉજ્વળ અને ભયંકર દૃષ્ટિથી જોઇ રહ્યો છે ! અપાર ભયને લીધે સતીએ ઉઠીને બારીઓ બંધ કરી દીધી, તથા તે માતા પાસે જઇને સુઇ રહી. સુઇ રહેલાં ભાઈ, બ્હેન તેમજ માતાને સ્પર્શ કરીને તેણે કહ્યું:–“ નહિ નહિ, હું ત્યાં જવાને ઇચ્છતી નથી. ”

ત્રણ મહિના વીતી ગયા. એ સમય દરમ્યાન કેટલીક વખત કેશવકાન્ત આવીને થોડા થોડા રૂપિયા આપી ગયો. એ રૂપિયાથી તેમજ પોતાની મહેનતની કમાણીથી સતી સાવિત્રી કોઈ પણ પ્રકારે ઘરનું ખરચ નિભાવવા લાગી.

એક દિવસે સતી તળાવમાં સ્નાન કરવાને ગઈ. હવે તે પ્રથમની માફક નદીમાં ન્હાવાને જતી નહિ.

સાવિત્રી ગાયને ઘાસ નાખતી હતી. એવા સમયે પોષ્ટમેને આવીને કહ્યું:–'કાગળ છે' કાલીએ જઈને કાગળ લઈ લીધો. તથા જઈને માતાને આપી દીધો. જાહ્નવીએ તુળસીનો ચોતરો લીપતાં લીપતાં ડાબા હાથમાં કાગળ લઈને વાંચી જોયો. કાગળ વાંચતાંની સાથેજ તે કંપી ઉઠી, અને લીપેલી જગ્યામાંજ બેસી પડી.

સતી સ્નાન કરી આવી, રસોડામાં પાણીનો ઘડો મૂકી મા પાસે આવી અને તેણે કહ્યું:—"બા ! રડે છે શા માટે ? શું થયું છે ?"

જાહ્નવી કશો ઉત્તર આપી શકી નહિ. પોષ્ટમાં આવેલો કાગળ ત્યાં પડયો રહ્યો હતો. સતીએ જલદીથી એ કાગળ ઉપાડી લઈને વાંચી જોયો. તેમાં લખ્યું હતું:–"નવગ્રામના સત્યેન્દ્રનાથ શાસ્ત્રી મહાશય સ્વર્ગવાસ કરી ગયા છે. હું તેમનો પુત્ર છું. મ્હારી નવી માતાને આ સમાચાર પહોંચાડવા વ્યાજબી વિચારી મ્હેં આ પત્ર લખ્યો છે. બંધુ–બાંધવોને સાથે લઈને શ્રાદ્ધને દિવસે તમે અત્રે આવી પહોંચજો કે જેથી, શ્રાદ્ધક્રિયા સારી રીતે સંપન્ન થાય."

સતી પણ કાગળ વાંચી ઘણા સમય સુધી ચૂપ રહી. તે તેના જમણા હાથમાં કાગળ લઈને જ્યાં ઉભી હતી ત્યાંજ પાષાણપ્રતિમાની પ્રમાણે ઉભી રહી. આવો દેખાવ જોઈ સાવિત્રી આશ્ચર્યમાં પડી જઈને ત્યાં દોડી આવી, તથા તેણે બ્હેનના હાથમાંનો કાગળ લઈને

વાંચી જોયો. વાંચી રહેતાંની સાથેજ અંતરના શોકાવેગથી તેનાથી બોલાઇ જવાયું કેઃ—"હાય હાય રે ! આ શું થયું ?"

જેઠાણી પણ દોડતી દોડતી આવી પહોંચી, તથા રડતી સાવિત્રીના મુખે સઘળા સમાચાર જાણી તે પણ હાયપીટ અને રડારોળ કરવા લાગી. ધીમે ધીમે આખા ગામના લોકો એકઠા થઈ ગયા, અને રડવા લાગ્યા. ઘણો હૃદયભેદક કોલાહલ ગગનમંડળને ગજાવી દેવા લાગ્યો. જાહ્નવી બન્ને હાથોમાં પોતાની આંખો છુપાવી બેસી રહી. જાણો કે રડવું—હાયપિટ કરવી એ તો ઉપહાસ માત્ર હતો ! જે દિવસે સતીનો વિવાહ થયો હતો તેજ દિવસે રડવાનું કાર્ય તો પૂરૂં થઈ ગયું હતું—ત્યારે પછી અત્યારે શા માટે રડવું ? !

દિવસ ઘણો ચઢયો. જેઠાણીએ કહ્યુંઃ—"જે થવાનું હતું તે તો હવે થઈ ગયું ! સતિ ! ચાલ બ્હેન ! આપણે સ્નાન કરી આવીએ."

સતીએ સ્થિરકંઠે કહ્યુંઃ—"તળાવપર જઈશું ?"

સૌએ કહ્યુંઃ—"ના—ના—નદીપર જવું જોઇએ."

સતીના હાવભાવ જોઇ સઘળી સ્ત્રીઓ તેની નિન્દા કરતી હતીઃ—"કોણ જાણે કે આવી કેવી છોકરી છે ! એનો ધણી એને ઘેર નહોતો લઈ ગયો તેથી શું થયું ? ધણી તો હતોને ? આમ છતાં આ છોકરી તો બિલ્કુલ રડી પણ નહિ !"

સતીના હાથની ચુડીઓ ભાંગી નાંખતી વખતે જેઠાણીને ખરેખર રડવું આવ્યું. એક ઇંટ ઉપાડી લઇને સતીએ પોતાના હાથેજ પોતાની ચુડીઓ ફોડી નાખી !

સ્નાન થઈ ગયા પછી, સતી સફેદ વસ્ત્ર પહેરીને, સિન્દુર તથા હાથની ચુડીઓનું વિસર્જન કરીને, ઘુમટામાં મ્હોં છુપાવી ચિંતાતુર વદને ઘર તરફ જવા લાગી. સૌ કોઇની નજર તેના તરફ હતી

તેથી એક પ્રકારના અવ્યક્ત ક્ષોભથી તેનું હૃદય અવસન્ન બની ગયું હતું.

સતી ઘેર ગઇ એટલે કોઇ સ્ત્રી સાવિત્રીને કહેવા લાગી:—"સાવિત્રિ ! તું હમણાં સતીનું મ્હોં ન જોતી." આ વાક્ય સાંભળી સતીએ જાતેજ પોતાનું મ્હોં છુપાવી દીધું; પરંતુ સાવિત્રી દોડતી આવી બ્હેનને વળગી પડી, તથા તેણે કહ્યું:—"અરેરે—બ્હેન ! ત્હારો આવો વેષ કોણે કર્યો ?" આથી અનેક સ્ત્રીઓ સાવિત્રીની પણ નિન્દા કરવા લાગી. સતી જ્યાં ઉભી હતી ત્યાંજ બેસી પડી, અને સાવિત્રી તેના ખભાપર મસ્તક મૂકી રડવા લાગી. સતી બ્હેનની આંખો સાફ કરીને તેને શાન્તિ આપવા લાગી.

જેઠાણીએ આવીને જાહ્નવીને કહ્યું:—"ઉઠ, હવે—ભાગ્યમાં જે થવાનું હતું તે થઇ ગયું છે. હવે જઇને બાળબચ્ચાંને કાંઈ ખવડાવ."

જાહ્નવી ઉઠી ઉભી થઈ. જેવી તે સતી પાસે જઇ પહોંચી કે, સતી પણ ઉઠી ઉભી થઈ. કન્યાની વિધવા મૂર્ત્તિ જોવામાં આવતાં તેની ધીરજનો બાંધ તૂટી ગયો. તેણે મ્હોટેથી રડી દેવાની ઇચ્છા કરી; પરંતુ મુખમાંથી એક શબ્દ સુદ્ધાં બ્હાર નીકળ્યો નહિ—તેણે પોતાના બન્ને બાહુઓથી કન્યાને વળગી પડીને તેને પોતાની છાતી સરસી દાબી દીધી.

ઘણા સમય પછી જાહ્નવીએ કહ્યું:—"સતિ ! ચાલ બ્હેન ! થોડું શરબત પી લે."

સતીએ માથું નમાવીને કહ્યું:—"મ્હને તો તરસ લાગી નથી—તુંજ થોડું પી લે—ત્યાં સુધીમાં હું રસોઈ બનાવું છું."

જાહ્નવી:—આજે ત્હારી કાકી રસોઇ બનાવે છે—ત્હારે બનાવવાની નથી.

"ઉ: !" કહીને સતી શાન્ત રહી.

——(:-:)——

# પ્રકરણ ૮ મું.

## આશ્ચર્યજનક દૃશ્ય !

વિશ્વેશ્વર તથા અન્નપૂર્ણાને તીર્થ ભ્રમણ કરતાં કરતાં એક વર્ષ વીતી ગયું. એક વખત વિશ્વેશ્વરને પશ્ચિમ તરફનાં શહેરો જોવાની ઇચ્છા થઈ હતી; પરંતુ કાર્યોની જંજાળને લીધે તે જઇ શકયો નહોતો. આ વખતે માશી ભાણેજ સઘળાં તીર્થસ્થાનોએ ફરી આવ્યાં. સાવિત્રી, ગાયત્રી, પુષ્કર, ભાસ્કર, કામાખ્યા, ચંદ્રનાથ, હરદ્વાર વગેરે મ્હોટાં મ્હોટાં કષ્ટસાધ્ય તીર્થોએ પણ તેઓ જઈ આવ્યાં. એ સઘળાં તીર્થસ્થાનોએ અન્નપૂર્ણા પૂર્વે કદાપિ ગઈ નહોતી; તેથી ઘેરથી નીકળતી વખતે એ સઘળાં તીર્થસ્થાનોએ જવાનો માશી ભાણેજે નિશ્ચય કર્યો હતો.

જીવનપર્યંત ઘરની અંધકારમયી ઓરડીમાં પડી રહેનારા વિશ્વેશ્વરને તો એમ લાગતું હતું કે, પોતાનો નવો જન્મ થયો છે. આજે અહિં, કાલે ત્યાં, કોઈ ઠેકાણે સ્નાન તો કોઈ ઠેકાણે દર્શન અગર તો કોઈ ઠેકાણે પર્વત ચઢતાં ઉપજતો આનંદ અનુભવતાં અનુભવતાં તેઓ પોતાને પણ ભૂલી ગયાં. ચંદ્રનાથ તીર્થમાં જઈ પહોંચ્યા પછી એક દિવસે વિશ્વેશ્વરે કહ્યું:—"માશી ! હવે કોઇ ઠેકાણે જવું આવવું નથી. બસ અહિંજ એક ઘર બંધાવીને આપણે રહીએ." આ વાક્ય સાંભળી માશીને હસવું આવ્યું. સઘળાં પશ્ચિમ તરફનાં શહેરોમાં ફરતાં તેમને જેટલું સુખ થયું તેટલુંજ દુઃખ થયું. એ સમયે સમસ્ત પશ્ચિમ–પ્રદેશમાં દુષ્કાળ પડયો હતો. એક દિવસે વિશ્વેશ્વરે માશીને કહ્યું:—"માશી ! જો આપણે આપણા દેશનો ત્યાગ કરી અહિં રહીએ તો કેવું ?"

માશીએ પૂછ્યું:—"અહિં રહેવાનું કાંઈ કારણ?"

વિશ્વેશ્વર:—જુઓ તો ખરાં કે, કેવો ગરીબ દેશ છે? કેટલાં બધાં માણસો અન્ન વિના 'હાય-હાય' નો પોકાર કરતાં મરી જાય છે?! કોને શી વસ્તુની ખોટ છે તેની તપાસ અહિં કરવી પડે તેમ નથી. વળી અહિં રહીશું તો આપણે અનેક માણસોનું અનેક પ્રકારે ભલું કરી શકીશું. દરિદ્રતા કોને કહે છે તે આ પ્રદેશમાં આવ્યા પછી-થીજ મ્હારા જાણવામાં આવ્યું છે."

માશીએ મલિન હાસ્ય કરી કહ્યું:—"તું તો ગાંડો છે કે શું? આપણા તરફ ગરીબ મનુષ્યોની સંખ્યા ક્યાં ઓછી છે?"

વિશ્વેશ્વરે કહ્યું:—"પરંતુ એ ગરીબ મનુષ્યોની તુલના અહિંના મનુષ્યોની સાથે કરી શકાય તેમ નથી. આપણા દેશનું જગ ઘણું સારું છે, જમીન રસાળ છે. કાંઈ ન હોય તો પણ આપણા તરફ કોઈને ભૂખના દુ:ખથી મરણને શરણ થવું પડતું નથી."

અન્નપૂર્ણા:—એતો ઠીક; પરંતુ તું એક વખત આપણા ગામના રામશંકર શાસ્ત્રીજીની ગરીબાઈનો તેમજ દરિદ્રતાનો વિચાર તો કરી જો.

વિશ્વેશ્વર:—એ ખરું છે: પરંતુ શાસ્ત્રીજી પોતાના કુટુંબ સાથે આ દેશમાં રહેતા હોત તો ક્યારનાય મૃત્યુ પામ્યા હોત—તેમના કુટુંબની પણ એવીજ દુર્દશા થઈ ગઈ હોત; ત્યાં તો હજી સુધી તેઓ ઇજ્જતમાં રહી શક્યા છે. જે દેશમાં અભાવ નથી ત્યાં કોઈ કોઈના ઉપર ઉપકાર કરતું નથી. ઉપકાર કરતાં પણ શરમ ઉપજે છે. જેમને કાંઈ આપવામાં આવે છે તેઓ પણ લજ્જિત થાય છે; કેમકે તેઓ સુખદુ:ખમાં ગમે તે પ્રકારે પોતાના દિવસો પસાર કરે છે. સૌ કોઈની આગળ તેમને પોતાનો હાથ લંબાવવો પડતો નથી. જે દેશમાં

શરમ તણા સંકોચ નથી, જે દેશના લોકો મદદના અભાવથી રાત્રિ દિવસ મરતા રહે છે એ દેશમાંજ આપણે આવીને રહેવું જોઇએ. જગ્યાએ અનાયાસેજ અનેક પુણ્ય કાર્યો કરી શકાય તેમ છે.

અન્નપૂર્ણા:—ક્યાં કાર્યો કરી શકાય તેમ છે, તે જરા મ્હને આવી કહીશ કે ?

વિશ્વેશ્વરે માથું નીચું નમાવી દીધું. શરમને લીધે તેના ગાલ તથા મ્હોં લાલચોળ બની ગયું. પોતાના મ્હોડે લાંબી લાંબી વાતો કરતાં તેને આવડતું નહોતું. વિશેષ ભાવોને લીધે જ્યારે તેનું હૃદય ઘણું આંદોલિત થઇ જતું ત્યારે તે એકદમ ચૂપ થઇ જતો હતો. આટલા માટે જ્યારે તે પોતાને ત્યાં એક અતિથિશાળા બનાવડાવતો હતો ત્યારે તેનું કામ તેને બંધ રાખવું પડયું હતું. તેણે વિચાર્યું હતું કે, “હું જાતેજ લોકોને કેવી રીતે કહી શકું કે, આવો પધારો ભાઇ ! હું એવો શ્રીમંત અને પરોપકારી માણસ છું કે, તમે જે કોઇ વસ્તુ માગશો તે તમને આપીને હું તમારું દુઃખ દૂર કરીશ.” આવો વિચાર કરતાં પણ તેનો જીવ સંકોચાતો હતો. ભાવની ઉત્તેજનાથી તેણે કામ તો શુરુ કરી દીધું હતું, પરંતુ પછીથી એ કામ તેણે એકદમ બંધ કરી દીધું. વિશ્વેશ્વરે બીજો એવો વિચાર કર્યો હતો કે, “આ દેશમાં એવા લોકોની સંખ્યા ઘણી ઓછી છે કે, જેઓ કોઈ પણ પ્રકારનો સંકોચ રાખ્યા સિવાય પોતાને ભિખારી તરીકે ઓળખાવે—અને હરકોઇની મદદ સ્વીકારે ! જો કે વેષધારી વૈષ્ણવોમાં સાધુ તરીકે ઓળખાતા કેટલાક નીચ શયતાનોમાં આવો સંકોચ હોતો નથી. તેઓ ભિક્ષા લેવામાં આનાકાની કરતા નથી; પરંતુ ત્યાંના ધર્મશીલ ગૃહસ્થોની ઉદારતાથી તેમને કોઇ વાતની ત્રુટી રહેતી નથી તેમને ઘણું ખાવાનું પીવાનું મળે છે.” આવો વિચાર કરીને વિશ્વેશ્વરે પોતાની ઇચ્છા છોડી દીધી,

પશ્ચિમમાં આવીને ત્યાંના સાધારણ દેશવાસીઓની દુર્દશા જોઇને તે પોતાનાં આંસુને રોકી શકયો નહિ. તેને પશ્ચિમમાં આવીને રહેવાની તથા પોતાની લાંબાકાળની ઇચ્છા પૂરી કરવાની ઘણી વૃત્તિ થઇ; પરંતુ ન્હાનો જીવ કરનાર માશીએ તેની વૃત્તિને હસવામાં ઉડાવી દીધી. પોતાની ગંભીર બુદ્ધિથી અન્નપૂર્ણા સમજી ગઇ હતી કે, કુબેરનો ભંડાર ન મળે ત્યાં અધી આ દેશનો અભાવ દૂર થનાર નથી. વિશ્વેશ્વરને તેની ઇચ્છાનુસાર દાન કરવા દેવામાં તો તે વાંધો પાડતી નહિ; પરંતુ તેને જલદીથી ઘર તરફ પાછાં ફરવા માટે તે કહ્યા કરતી હતી. તેણે વિચાર્યું કે, છોકરાનું ચિત્ત ચંચળ છે, માટે તે જો આ દેશમાં વધારે વખત રહેશે તો વિશેષ પાગલ બની જશે. છોકરો તદ્દન કંગાલ બની જાય એ અન્નપૂર્ણાને પસંદ નહોતું.

માશીના વારંવાર કહેવાથી લાચારીએ વિશ્વેશ્વરને ઘર તરફ પાછા ફરવાની તૈયારી કરવી પડી. એક તરફ માશી રસોઇ બનાવી બેસી રહી હતી. દિવસના બે ત્રણ વાગી ગયા હતા. એવામાં અંગ પરનો પસીનો લુંછતો લુંછતો ગરમીથી વ્યાકુળ બની ગયેલો વિશ્વેશ્વર ઘેર આવી પહોંચ્યો. તેને શરબત પાઇને તથા પંખાથી વાયુ નાખીને માશીએ તેને શાન્ત કર્યો. તે સારી રીતે સમજી ગઇ હતી કે, વિશ્વેશ્વરને આવતાં વિલંબ કેમ થયો હતો.

જો વિશ્વેશ્વર માશીને પચીસ માણસોનું ભોજન તૈયાર કરવાને કહેતો તો માશી પોતાની બુદ્ધિથીજ સો માણસોની રસોઇ તૈયાર કરતી હતી. વિશ્વેશ્વર પણ માશીને રસોઇના કામમાં સહાયતા કરતો હતો. મ્હોટાં મ્હોટાં તપેલાં ચુલ્હાઓ ઉપર ચઢાવી, કમર ઉપર રુમાલ બાંધી વિશ્વેશ્વર પ્રસન્ન મુખે આમતેમ ફરતો હરતો જણાતો હતો. અંતે પચીસને બદલે સો અને સોને બદલે બસો માણુસો આવી

ચઢતાં અને ખાવાને માટે હાહાકાર કરતાં હતાં. એવા સમયે ભંડાર-માંથી ચોખા આપીને તેમને શાન્ત કરવાં પડતાં હતાં.

અસાધારણ મહેનત પડવાથી વિશ્વેશ્વર ઘણો દુર્બળ બની ગયો. તેનું હૃષ્ટપુષ્ટ શરીર કાંઇક સુકાઇ ગયું. તેના શરીરનો રંગ ઉડી ગયો. એક બે વખત તાવ પણ આવી ગયો ! આથી અન્નપૂર્ણા ઘણી કંટાળી જઇને, સઘળો સરસામાન બાંધી, વિશ્વેશ્વરની સાથે એક દિવસે ટ્રેનમાં ચઢી બેઠી. બરાબર એક વર્ષ પછી માશી ભાણેજ ઘેર પાછાં આવ્યાં. માશીએ વિશ્વેશ્વરને રેલ્વેટ્રેનમાંજ સૂચના આપી દીધી હતી કે, “યાદ રાખજે, ઘેર જઇ પહોંચ્યા પછી એકજ મહિનામાં ત્હારો વિવાહ કરી નાખીશ !”

ખરું પૂછો તો વિશ્વેશ્વર વિવાહનું નામ સાંભળીનેજ ડરી જતો હતો. પહેલાં શું વિચારીને તેણે અવિવાહિત રહેવાનો સંકલ્પ કર્યો હતો તે કહેવાનું કામ તો કઠિન છે; પરંતુ આ સમયે એ સંકલ્પ મ્હોટા ભારથી પીપળાના વૃક્ષની માફક પોતાની શાખા–પ્રશાખાઓને ફેલાવીને ઘણો મજબુત થઇ બેઠો હતો. એ સંકલ્પ કોઇ પણ પ્રકારે દૂર થાય તેમ નહોતો. સામાન્ય કલ્પનાનો અંકુર આ સમયે સુદૃઢ પત્થર ભેદી મૂળમાં પરિણત થઇ ગયો હતો. પહેલાં તે વિવાહ કરવાને નારાજ હતો તેનું કારણ તેનો હંમેશાંનો અભ્યાસ હતો. જો કદાચ તેની મા, બ્હેન અગર તો બીજું કોઇ પ્રેમી સગું વ્હાલું તેની પાસે હોત તો તેના અંતરમાં આવો ભાવ જન્મ પામત નહિ. માશી તેને ઘેર નવીજ આવી હતી, તેથી તે માત્ર પોતાનાં કર્તવ્યોજ પાળતી હતી. બીજાના બાળકને હદથી વધારે કહેવું તેને ઉચિત લાગતું નહોતું; પરંતુ હમણાં વૃદ્ધાવસ્થાના સમયે તેનું એ ગુમાન જતું રહ્યું હતું !

હવે વિશ્વેશ્વરને સ્ત્રી નામથી છીંક આવતી હતી જ્ઞાનચર્ચાની વખતે જ્યારે તે કાવ્યસાહિત્યની આલોચના કરતો ત્યારે દરેક જગ્યાએ નારીજાતિની પ્રધાનતા જોઇને તે ભયથી કંપી ઉઠતો. એક સાધારણ બાળિકા અગર તો સ્ત્રી કેવી રીતે પુરુષના વિશાળ જીવનનું તથા સમસ્ત સુખોનું કેન્દ્રસ્વરૂપ બની જાય છે એ વાત તેની સમજમાં આવતી નહોતી; પરંતુ તે જોતો હતો કે, નારીજ કાવ્યસાહિત્યનો પ્રાણ છે—તેથી જગત્ પણ પ્રાણ છે. કેવી રીતે આ મોહમયી આત્મવિસ્મૃતિથી પોતાનું રક્ષણ કરવું તેનાજ યત્નમાં તે રાત્રિ દિવસ પોતાના મન—પ્રાણને રોકતો હતો. પોતાને વિવાહિત સમજીને તે કોઇ કોઈ સમયે માનસિક નેત્રોથી પોતાની એ વિવાહિત સ્થિતિની પણ કલ્પના કરી જોતો હતો. એ પ્રસંગે તેને માલૂમ પડતું હતું કે, સઘળી સુખ કલ્પનાઓ એક બાળિકાના સુખદુઃખમાં સમાપ્ત થઈ જાય છે. સઘળી ચિન્તાઓનો અંત, સઘળાં કાર્યોનો અન્ત માત્ર એક બાળિકામાં થઈ જાય છે ! સઘળો આગ્રહ, સઘળો સ્નેહ, સૌન્દર્ય, પ્રીતિ જે કાંઈ છે—તે સઘળું એ ક્ષુદ્રમૂર્ત્તિમાં પર્યવસિત છે ! શું એવા જીવનને માટે માણસ આટલો બધો ખેંચાય છે ? જો તેનેજ—જો એવા જીવનનેજ સુખ, શાન્તિ અને તૃપ્તિપૂર્ણ જીવન ગણાતું હોય તો પછી દાસત્વપૂર્ણ જીવન કોને ગણી શકાય ?!

જ્યારે વિશ્વેશ્વર અને અન્નપૂર્ણા ગામમાં જઇ પહોંચ્યાં ત્યારે સાંજ પડી ગઈ હતી. દૂરથીજ ગામનો દેખાવ ઘણો સુંદર દેખાતો હતો. ચંદ્રદેવ વનસ્પતિ વગેરેપર પ્રકાશ પાડી રહ્યા હતા. વસુંધરા મલકાઈ રહી હતી. હમ્મેશાંની પરિચિત હવા જાણે કે અપાર પ્યારથી તેમને આલિંગન કરવા લાગી. એવામાં એકાએક વિશ્વેશ્વરની આંખોમાંથી અશ્રુબિંદુઓ ટપકી પડ્યાં. તેને એમ લાગતું હતું કે, જાણે કે

તેની સ્વર્ગસ્થ માતા ગામનાં આમ્રવૃક્ષોની છાયામાં ઉભા રહીને સ્નેહપૂર્ણ સજળનયનોથી વિદેશથી પાછા ફરેલા પુત્રને પ્યારથી બોલાવી રહી છે. એ તીવ્ર આનંદના પ્રતિઘાતને રોકવાને માટે વિશ્વેશ્વર થોડા સમયને માટે ઉભો થઇ ગયો. એકાએક તેણે પૃથ્વીપર મસ્તક અડકાડીને કોણ જાણે કે કોઇને પ્રણામ કર્યાં. સારું થયું કે, આ સમયે તેની માશી પડદાવાળી બળદગાડીમાં બેઠી હતી નહિ તો વિશ્વેશ્વરનું આવું કાર્ય જોઇને તે રડવા જ લાગત ! માશીએ ઘેર જઇ પહોંચ્યા પછી સૌથી પ્રથમ ગાયોને જોઈ. જુના નોકર ગોપાળ અને રામધનની માએ આખું મકાન બરાબર સાફ કરી રાખ્યું હતું; તથાપિ જે ઓરડાઓને તાળાં મારીને બંધ કરી રાખવામાં આવ્યા હતા તે ઓરડાઓની સ્થિતિ જોઇને અન્નપૂર્ણા ઘણી પસ્તાવા લાગી. તીર્થોમાંથી તે જે કાંઈ વસ્ત્રો તેમજ પ્રસાદ લાવી હતી તે પાડોસીઓને ઘેર મોકલવાની ઇચ્છાને રોકીને તેણે ભૂખ્યા તરસ્યા વિશ્વેશ્વરના ભોજનની વ્યવસ્થા કરવા માંડી. બીજી તરફ વિશ્વેશ્વર આખા ગામમાં ફર્યા કરતો હતો. કોઇને ઘેર જવું એ તેના સ્વભાવવિરુદ્ધ હતું; પરંતુ આજે તેને ઘેર ઘેર જવાની ઇચ્છા થતી હતી.

વળી પાછું કોઈ કાંઇ સારું ખોટું કહે, એમ વિચારી તે પોતાની ઇચ્છાને રોકી રાખીને સૌથી પ્રથમ પોતાનો કેળનો બગીચો જોવાને ગયો. એ સમયે સૂર્યદેવનું તેજ ઝાંખું થઇ ગયું હતું, તથા તેઓ અસ્તાચળમાં ઉતરી પડતા હતા. બાગમાં અંધકાર ફેલાઈ રહ્યો હતો. કેળનાં વૃક્ષોને એક વખત લલચાયલાં નેત્રોથી જોઇને તે પાછો આવ્યો. ગામનું પ્રત્યેક વૃક્ષ, પ્રત્યેક ગૃહ તેને ઘણું સુંદર જણાતું હતું. જો તેને કોઈ ગામનું જાણીતું અગર તો અજાણ્યું માણસ મળતું તો તે પૂછતું કે:—"કેમ ભાઇ ! ક્યારે પધાર્યા ?" આવો પ્રશ્ન થતો

ત્યારે વિશ્વેશ્વરને ઘણો આનંદ ઉપજતો હતો, તથા જો કોઇ અજાણ્યું માણસ પણ તેને આવો પ્રશ્ન કરતું તો તે તેની સાથે વાતચિત કરવાને મંડી પડતો હતો. આજે આ ગામના સાધારણમાં સાધારણ માણસની મુલાકાતથી પણ તેને ઘણો આનંદ થતો હતો.

દક્ષિણ તરફ રામશંકર શાસ્ત્રીજીનું મકાન અંધકારમાં કાળા લિસોટા જેવું જણાતું હતું. એ મકાન જોતાંની સાથેજ વિશ્વેશ્વર સ્થિર થઇને ઉભો રહ્યો. તેને એક વખત શાસ્ત્રીજીને બોલાવવાની ઇચ્છા થઇ આવી; પરંતુ એકાએક અગાઉના વિવાહની વાત યાદ આવી; તેથી તે શાસ્ત્રીજીને બોલાવી શક્યો નહિ. વિચાર કરતો કરતો તે પાછો આગળ વધ્યો. થોડે દૂર ઉમેશ મુખોપાધ્યાયનું મકાન હતું. બહાર ઓટલાપર મુખોપાધ્યાય બેઠા હતા અને તમાકુ બનાવી રહ્યા હતા. વિશ્વેશ્વર તેમની પાસે જઈ પહોંચ્યો.

મુખોપાધ્યાયઃ—કોણ છે?
વિશ્વેશ્વરઃ—એ તો હું વિશ્વેશ્વર છું.

મુખોપાધ્યાયઃ—ઓહો—આવો ભાઇ! બેસો. યાત્રાએથી ક્યારે પાછા આવ્યા? તબિયત તો સારી છે ને?

આવી રીતે ઘણા સમય સુધી ગપ્પાં સપ્પાં ચાલ્યાં. સમસ્ત ગામના સમાચાર પૂછીને વિશ્વેશ્વર ઘણી મોડી રાત્રે ઘેર આવ્યો. એક થાળીમાં રસોઇ પિરસીને તથા બીજી થાળી તેના પર ઢાંકીને માશી ઉંઘતી હતી. કાંઈ પણ બોલ્યા ચાલ્યા સિવાય વિશ્વેશ્વર તરતજ આસનપર જઈ બેઠો. માશી ખડખડાટ થતાંજ જાગી ઉઠી, અને તેણે કહ્યું:—"જો તો ખરો; ખાવાનું છેક ઠંડુ થઈ ગયું. એ દિવસથી કાંઈ ખાધું નથી. કાંઈ જતું હતું તો ખાઇને જવું હતું.

અહિં આવ્યા પછી પણ તું આવોજ રહેવાનો કે ? કાલે ઘણો સારો દિવસ છે, તેથી નદીએ સ્નાન કરવા જવું જોઇએ; પરંતુ તું હવે ક્યારે સૂઇશ અને ક્યારે ઉઠીશ ?–તને જો કોઈ જન્મમાં પણ—" માશી વિશેષમાં ઘણાંય વચનો સંભળાવત; પરંતુ વિશ્વેશ્વરનું ઉદાસ મ્હોં તથા નીચું વળેલું મસ્તક જોઇને તે ચૂપ રહી. તેણે પાછું નમ્રસ્વરે પૃછ્યું:–"અત્યાર સુધી ક્યાં હતો ?"

વિશ્વેશ્વર:—ઉમેશ મુખોપાધ્યાયને ત્યાં હતો.

અન્નપૂર્ણા:—એ લોકો આનંદમાં છે ને ? ગામનાં બીજાં બધાં માણુસો સારાં છે ને ?

વિશ્વેશ્વર:—એક સાથે સૌના ઘરના સમાચાર કેવી રીતે કહું ? હાં–એક બનાવ એ બન્યો છે કે, રામશંકર શાસ્ત્રી હવે આ સંસારમાં રહ્યા નથી.

માશીના મનમાં ઘણું દુઃખ થયું; તેથી તે ચૂપ રહી. એક વખત મૃદુસ્વરે તેણે કહ્યું:–"અરેરે ! બિચારી તેની વહુ–' આ પછી અન્નપૂર્ણાના મુખમાંથી વારંવાર 'અરેરે !' શબ્દજ નીકળ્યા કરતો હતો. થોડા સમય પછી તેણે કહ્યું:–"જે મૃત્યુ પામે છે તે તો આ સંસારની સઘળી આધિ, વ્યાધિ અને ઉપાધિઓથી મુક્ત થાય છે. તે બિચારો સઘળી ચિન્તાઓથી મુક્ત થઇ ગયો !"

સમસ્ત રાત્રિ અન્નપૂર્ણાને નિદ્રા આવી નહિ. જાહ્નવીની શાન્ત તેમજ દુઃખી મૂર્ત્તિ સમસ્ત રાત્રિ તેનાં નેત્રો આગળ હાજર રહી. પ્રાતઃકાળે ઉઠીને વસ્ત્ર તથા રુમાલ લઇને તે નદીએ સ્નાન કરવા ગઇ. તે દિવસે નદીપર ઘણી ગિર્દી હતી. માશીને જોઇ કેટલાંક તેને કુશળ-વર્ત્તમાન પૂછીને તેને પ્રસન્ન કરવા લાગ્યાં. રામશંકર શાસ્ત્રીની ભાભી અર્થાત્ જાહ્નવીની જેઠાણી પણ સ્નાન કરવાને આવી હતી. તેણે

કહ્યું:—"હું તો એમજ ધારતી હતી કે, તમે પાછાં ઘેર આવશોજ નહિ."

અન્નપૂર્ણા:—બ્હેન ! ઘેર આવ્યા સિવાય ચાલે કે ?

આ પ્રમાણે કહીને અન્નપૂર્ણાએ પોતાની પાસેજ સફેદ વસ્ત્ર પહેરી ઉભી રહેલી જાહ્નવીને જોઇ પોતાનું વદનમંડળ પાછું ફેરવી લીધું. દક્ષિણ તરફ તેણે દૃષ્ટિ કરી તો સાવિત્રી નદીમાં ડૂબકી મારી રહી હતી. અન્નપૂર્ણાની તેના મલિન મુખ સાથે પ્યાર કરવાની, તથા તેને કેટલીક હકીકત પૂછવાની ઇચ્છા થઇ આવી; પરંતુ તે કયા મુખે એ લોકોની સાથે વાતચિત કરે ? જલદીથી સ્નાન કરી ઘર તરફ પાછાં ફરતી વખતે અન્નપૂર્ણાએ જોયું કે, સાવિત્રીની પાસેજ એક યુવતી સફેદવસ્ત્ર પહેરીને મલિનમુખે ઉભી રહી છે. એ કોની મૂર્ત્તિ છે ? એ કોણ છે ? શું એ સતી છે ? અન્નપૂર્ણા કાષ્ઠની પુતળીની માફક નિશ્ચળ અને શાન્ત થઇ ઉભી રહી.

—:o:—

## પ્રકરણ ૯ મું.

—o—

## ભેટનો અસ્વીકાર.

વિશ્વેશ્વર પાછો પોતાની વાંચવાની ઓરડીમાં ચોપડીઓના ઢગલામાં પડયો પડયો પોતાના મનને આનંદમાં રાખવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ આ વખતે તેની ઇચ્છા સાથે તેના મનનો મેળ મળ્યો નહિ. પશ્ચિમમાં જઇને તેણે જેવા પ્રકારના જીવનનો આસ્વાદ મેળવ્યો હતો તેની યાદ આજે પણ તે કોઇ પણ પ્રકારે ભૂલી શકતો નહોતો. લાકડાની બનેલી આલમારીઓમાં પુસ્તકોના ઢગલાને ઢગલા પડયા હતા; પરંતુ આ ઓરડીમાં હૃદયને લલચાવનારી જે શક્તિ હતી તે હવે કોણ જાણે કે ક્યાં ચાલી ગઇ હતી. તેણે પોતાના કારખા-

નામાં જઇને પોતાની દેખરેખ નીચે કામ કરાવવાનો યત્ન કર્યો; પરંતુ એમાં પણ તેનો જીવ લાગ્યો નહિ. જમીન સંબંધીનાં કામોમાં બે મહિના ગૂમાવ્યા; પરંતુ આ બે મહિનામાં તો તેનો જીવ ગભરાઇ ગયો. લાચારીથી કામધંધા સિવાયનો વિશ્વેશ્વર કવચિત્ નદી કિનારે. કવચિત્ આંબાવાડીઆમાં, કવચિત કેળાંના બાગમાં—તથા પોતાની ઈચ્છામાં આવે ત્યાં ફર્યા કરતો હતો. કોઇ કોઈ સમયે તે માશીની પાસે આવીને પણ બેસી રહેતો હતો. અન્નપૂર્ણાદેવી પણ આજકાલ જાણે કે કોઇ પ્રકારના મોહમાં પડી ગઈ હતી. હવે તેના મુખપર પ્રથમના જેવું હાસ્ય નહોતું તેમજ તે પ્રથમની માફક સ્નેહથી વાતચિત પણ કરતી નહોતી. તે સારી રીતે સમજતો હતો કે માશીના મનમાં શું દુ:ખ હતું; તેથી તે માશીની પાસે આવતાં ઘણો સંકોચાતો હતો. એક દિવસે માશીએ તેને ચોખ્ખા શબ્દોમાં કહી દીધું કે, "બસ—હવે તું નિશ્ચિંત્ત રહે. જ્યારે મ્હેં આટલી બધી ઉંમર કાઢી છે, તો બાકીની પણ કાઢી લઇશ. જ્યારે ત્હારી ઇચ્છામાં આવે ત્યારે તું વિવાહ કરજે. હવે હું તને કદાપિ એક અક્ષર પણ કહેનાર નથી."

વિશ્વેશ્વર ચૂપ રહ્યો; પરંતુ તેણે જોયું કે, આજે ઘણા દિવસ માશીને જે વાત કહી દેવાની ઇચ્છા રાખે છે, તે વાત કહેવાનો આ સારો સુયોગ છે. તેણે વિચાર્યું, માશી હજી પણ કાંઇ કહેશે; પરંતુ તે ચૂપજ રહી.

વિશ્વેશ્વરે પૂછ્યું:—"માશી ! એ લોકોની બીજી કાંઇ સ્થિતિ જાણવામાં આવી છે ?"

અન્નપૂર્ણાએ વિશ્વેશ્વરના તરફ દૃષ્ટિ કરી કહ્યું:—"શાની સ્થિતિ?"

વિશ્વેશ્વર:—એજ કે, આજકાલ એ લોકોનો નિર્વાહ કેવી રીતે ચાલે છે !"

અન્નપૂર્ણા:—હું કાંઇ એવી ગાંડી નથી કે, જેની સાથે મ્હેં એવો નીચ વ્યવહાર ચલાવ્યો છે, તેમનું સંકટ જોઇને હસું, તથા તેમને ઘેર જઇને તેમની સ્થિતિના સમાચાર પૂછી આવું!"

માશીનો આ તિરસ્કાર સાંભળ્યો ન સાંભળ્યો કરીને વિશ્વેશ્વરે કહ્યું:—"તેમને ઘેર નહિ જતાં હો; પરંતુ બીજાઓને મ્હોડેથી તો સાંભળતા હશો ને?"

અન્નપૂર્ણા:—એ માણસોનો સ્વભાવ કેવો છે તે અત્યાર સુધી એક ગામમાં રહીને તું જાણી શક્યો નથી; પરંતુ હું તો સારી રીતે જાણી શકીછું. એ લોકો મૃત્યુ આવે તો તેની મુલાકાત કરે તેમ છે; પરંતુ બીજાઓની આગળ સહાયતા મેળવવાને માટે પોતાનો હાથ લંબાવે તેમ નથી. મ્હેં સાંભળ્યું છે કે, હજી સુધી કેશવકાન્ત પણ સુધર્યો નથી; છતાં તે કોઇ કોઇ સમયે ઘેર આવી જાય છે.

વિશ્વેશ્વરે દુઃખિત ચિત્તે કહ્યું:—"કેશવ? એતો છેક ફાટી ગયો છે-માટીમાં મળી ગયો છે. તેનામાં અને વાઘરીમાં બિલકુલ ફેર નથી. એક દિવસે મ્હેં જોયું હતું કે, તે અને નરેન્દ્ર જમીનદાર—પેલો ડેપ્યુટી સાહેબનો જમાઇ—બન્ને જણા ઘોડા પર ચઢીને ગામમાંથી જતા હતા. કેશવનો એ ખોટો ઠાઠમાઠ આખા ગામના લોકોની નજરે પડ્યો છે. અરેરે! એ મૂર્ખાત્માને શરમ પણ ઉપજતી નથી."

અન્નપૂર્ણા:—ભાઇ! એ વાત હું ક્યાંથી જાણું! તેનો ઠાઠમાઠ જોઇને લોકો એમ કહે છે કે, એ લોકોનું દારિદ્ય દુઃખ દૂર થઇ ગયું છે.

વિશ્વેશ્વર:—માશી! ત્યારે તમે એક દિવસ તેમને ત્યાં કેમ નથી જતાં?

અન્નપૂર્ણાએ પોતાના મનમાં કાંઇ વિચારીને આવેગથી કહ્યું:—"નહિ, મ્હારાથી એમ બની શકશે નહિ. હું સતીની માને મ્હોં

બતાવી શકતી નથી. જો ત્હારાથી બની શકે તો તું જ જઇને તેમની સંભાળ લઇ આવ. ”

પરંતુ વિશ્વેશ્વર સહેલાઇથી કોઇ ઉપાય કાઢી શક્યો નહિ. એ બાબતનો તો સંદેહ નહોતો કે, એ લોકો દુઃખમાં હતાં; પરંતુ તેમને કેવા પ્રકારની સહાયતા કરવી એ સમજમાં આવતું નહોતું. કાલી બાળક હતો. તેની મારફતે કોઇ કામ કરાવી શકાય તેમ નહોતું. ઘણો વિચાર કર્યા પછી વિશ્વેશ્વરે એવો નિશ્ચય કર્યો કે, ગમે તે રીતે સતી અને સાવિત્રી સાથે આ સંબંધી વાતચિત કરવી પડશે, અને તેમને સહાયતા સ્વીકારવાનું કહેવું પડશે.

આ નિશ્ચય કરવો તો સહેલો હતો; પરંતુ તે પ્રમાણે વર્ત્તવામાં વિશ્વેશ્વરને ઘણી કઠિનતા જણાઈ. એક તો તે જાતેજ ઘણો સંકોચાતો હતો. બીજું સતી અને સાવિત્રી સાથે સહજમાં મુલાકાત પણ થઇ શકે તેમ નહોતી.

સતી અને સાવિત્રી ગરીબ ઘરની કન્યાઓ હોઈ તેઓ **ભાગ્યદેવીની ભયંકરતા**નો ભોગ થઈ પડેલી હોવાથી તેઓ બહુધા બ્હાર જતી આવતી નહોતી. કોઇ સમયે નદીપર પાણી ભરવાના સમયે સાવિત્રી નજરે પડતી હતી; પરંતુ સતી તો પોતાના ઘર પાછળના કૂવા તેમજ તળાવનો ત્યાગ કરી અન્ય સ્થળે જતી નહોતી. તે પોતાની દરિદ્ર સ્થિતિને લીધે કોઇની પણ નજરે પડવાની ઇચ્છા રાખતી નહોતી ! બાળિકા સાવિત્રીની ચર્ચા પણ આમ તેમ થવા લાગી હતી. કોઇ સ્ત્રી કહેતી કે. “અરે બ્હેન ! આ છોકરી યુવાન—તેમજ સમજણી થઇ ગઇ છે ! ચૌદ વર્ષની થઇ છતાં હજી કુમારિકા રહી છે—તેથી હવે કોણ તેની સાથે વિવાહ કરશે ?” કોઇ દયાર્દ્ર સ્ત્રી કહેતી કેઃ—“ જેવો વિવાહ

તેની મ્હોટી બ્હેનનો થયો તેવો વિવાહ થવા કરતાં તો નજ થાય એમાં તેનું કલ્યાણ છે." આ પ્રમાણે ન્યાયબુદ્ધિવાળી કોઇ કોઇ સમાજસંરક્ષિણી કહેતી કેઃ—"નહિ નહિ—એ બધી ખોટી વાત છે! ભાગ્યમાં લખ્યા પ્રમાણે સુખદુઃખ ભોગવવુંજ પડે છે. એથી શું કાંઇ વિવાહ બંધ રખાશે? જાતિકુળમાં રહેવાની તો ચિંતા જોઇએ ને!"

બ્હાર નીકળમાંજ આવાં વિવિધ વાક્યો સાવિત્રીના સાંભળવામાં આવતાં હતાં; તેથી તે ઘણીજ સાવધાનતાથી ચાલતી હતી. તે પાણી ભરવા જવું પડે તો એવા સમયે ઘરની બ્હાર નીકળતી કે જ્યારે આખા ગામનાં માણસોનો ભોજન કરવાનો સમય હોય. વિશ્વેશ્વરને આ પ્રકારની ખબર પડી. તેણે વિચાર્યું કે, આ સુયોગ ઘણો સારો છે. એમાં જે અડચણ હતી તે પણ વિશ્વેશ્વર સમજતો હતો; પરંતુ તે શું કરે? સાવિત્રીની મુલાકાત કર્યા સિવાય ચાલે તેમ નહોતું. બાલ્યાવસ્થાથીજ વિશ્વેશ્વરનો સ્વભાવ અદ્દભુત હતો. જ્યારથી ઉંમરયોગ્ય થયો છે ત્યારથી તે કોઇને ઘેર જતો આવતો નહિ—હમ્મેશાં મ્હોં છુપાવીને ફર્યા કરતો. કોઇની સાથે વિશેષ વાતચિત સુદ્ધાં કરતો નહિ; તેથી આજે તે કેવી રીતે શાસ્ત્રીને ઘેર જાહ્નવીદેવી પાસે જઇ શકે? એ માણસો પણ એકદમ તેના સ્વભાવમાં પરિવર્ત્તન થયેલું જોઇને તેને શું કહે? વળી વિશેષે કરીને એ લોકોથી સંકોચાવાનું એક બ્યાજબી કારણ પણ હતું. પૂર્વનું અપમાન તેઓ ભાગ્યેજ ભૂલી ગયાં હોય.

દ્વિપ્રહરના સમયે વિશ્વેશ્વર શીતળા—સ્થાનની પાસે ફરી રહ્યો હતો, તથા અસ્થિર ચિત્તે પીપળાની લટકતી ડાળીઓને ખેંચ્યા કરતો હતો. ચારે તરફ પ્રકૃતિ ઘણી સુન્દર જણાતી હતી. નાળિયેરનાં ઉંચાં તેમજ સીધાં વૃક્ષો ફળોના ભારથી ઝૂકી રહ્યાં હતાં. ફળોની લાલચથી

કેળનાં વૃક્ષોપર પક્ષીઓ કોલાહલ કરી રહ્યાં હતાં. દ્વિપ્રહરની ઉદાસિન જણાતી હવા મિઠા સુરથી કરૂણાજનક બંસી વગાડી રહી હતી. વિશ્વેશ્વરે લક્ષ્યપૂર્વક જોયું કે, શ્રી–સૌન્દર્ય, આશા અને આનંદથી એ સ્થાન ચિત્રકારના સ્વપ્નમાંની છબીની માફક શોભી રહેલું જણાતું હતું ! ચારે તરફ જાણે કે, વિષ્ણુ–પ્રિયા લક્ષ્મીની સ્નિગ્ધદષ્ટિ હતી–માત્ર ઘણે દૂરથી એક છુટાં વાળવાળી, મલિન વસ્ત્રોવાળી દરિદ્ર બાળિકા એક મ્હોટો ઘડો લઇને તેના ભારથી કમરમાંથી નમી જતી, ધીમે ધીમે આવતી હતી. તેને જોતાંજ વિશ્વેશ્વરનાં નેત્રોમાંથી અશ્રુબિંદુઓ ટપકી પડયાં.

બાળિકા પાસે આવી પહોંચી. વિશ્વેશ્વર ચૂપ થઇને સ્થિરદષ્ટિથી તેના તરફ જોતો ઉભો રહ્યો; પરંતુ તે એ બાળિકાને બોલાવવાનું સાહસ કરી શકયો નહિ. બોલાવવાની વાત તો જાણે કે દૂર રહી; પરંતુ તેનાં તરફ જોતાં પણ તે સંકોચાવા લાગ્યો. તે એમ વિચારતો હતો કે, સાવિત્રીએ તેને ન જોયો હોત તો સારું થાત. આવી સ્થિતિમાં તેને પોતાની આગળ જોઇને સાવિત્રી શરમાઇ જશે એમ વિચારી તે પોતાની મૂર્ખાઇ પર શરમાઈ જતો હતો; પરંતુ તેની શરમ ભગવાને દૂર કરી નહિ. ડાબી બાજુના પીપળા તરફ નજર જતાંજ સાવિત્રીએ વિશ્વેશ્વરને જોયો. લજ્જિતા, સંકુચિતા, કિંકર્ત્તવ્યવિમૂઢા થઇને તેણે વિચાર્યું કે, અહિં ઉભીજ રહું; વળી પાછો તરતજ બીજો વિચાર કરીને શિર નીચું કરી તે ધીમે ધીમે આગળ વધી.

વિશ્વેશ્વરે પોતાનું કર્ત્તવ્ય નક્કી કરી લીધું. તેણે વિચાર્યું કે, જો હું મ્હારા સંકોચને આ સમયે દૂર નહિ કરું તો ફરીથી આવો અવસર મળવો કઠિન છે. આમ વિચારી હિમ્મતથી આગળ વધી તેણે કહ્યું:–"સાવિત્રિ !"

સાવિત્રી ચમકીને ઉભી રહી; પરંતુ તેણે મ્હોં ફેરવ્યું નહિ.

વિશ્વેશ્વરે ફરીથી કહ્યું:—"જરા ઉભી રહે; તને એક વાત કહેવાની છે—સાંભળતી જા."

સાવિત્રી ઉભીજ રહી. તેણે વિશ્વેશ્વર તરફ એક વખત દૃષ્ટિ કરી પછીથી દૃષ્ટિ નીચી નમાવી દઇને કહ્યું:—"શું કહો છો?"

વિશ્વેશ્વર વિશેષ મુશ્કેલીમાં પડી ગયો. તે શું કહીને વાત શુરુ કરે? થોડા સમય સુધી સ્થિર રહ્યા પછી તેણે સાવિત્રી તરફ આગળ વધી મૃદુકંઠે કહ્યું:—"ત્હારો ભાઈ કેશવકાન્ત આજકાલ ઘેર આવે છે કે?"

સાવિત્રી:—કોઈ કોઈ સમયે આવે છે.

વિશ્વેશ્વર:—આજકાલ તે કાંઈ કામ કરે છે કે?

સાવિત્રીએ કૌતુહલપૂર્ણ દૃષ્ટિથી વિશ્વેશ્વર તરફ જોઇને પૂછ્યું:—"શાનું કામ?"

વિશ્વેશ્વર:—નોકરી ચાકરી અગર તો કોઈ વ્યાપાર—ધંધો.

સાવિત્રી:—કદાચ કરતા હશે!

વિશ્વેશ્વર:—ચોક્કસ જાણતી નથી?

સાવિત્રી:—ના.

વિશ્વેશ્વર:—ઘરખરચ તેની કમાણીમાંથી ચાલે છે ને?

સાવિત્રી ચૂપ રહી. વિશ્વેશ્વર સમજી ગયો કે, તે અસંતુષ્ટ થઈ ગઈ છે. તેણે સંકોચ છોડી દઇને જલદીથી કહ્યું:—"તું બીજો વિચાર ત્હારા મનમાં લાવીશ નહિ. પોતાના ગામનાં માણસોના હાલહવાલ સૌ કોઇને જાણવાની ઈચ્છા જાય છે—એવી ઈચ્છા થયાથીજ હું તને આ હકીકત પૂછું છું. શું મ્હારા પ્રશ્નોથી તું નારાજ થઈ છે?"

લાચાર બની જઇને સાવિત્રીએ મૃદુકંઠે કહ્યું:—"ના."

વિશ્વેશ્વરે કહ્યું:—"ત્હારો ભાઈ રૂપિયા આપે છે કે? રૂપિયા

સિવાય દુનિયાનું કાંઈ કામ ચાલી શકતું નથી; તેથીજ તને પૂછું છું."

સાવિત્રીઃ—કોઈ કોઈ સમયે રૂપિયા આપે છે.

વિશ્વેશ્વરઃ—એ રૂપિયાથી સઘળું ઘરખરચ ચાલી શકે છે ? કોઇ પણ પ્રકારનું દુઃખ તો પડતું નથી ને ?

સાવિત્રી વિશેષ અધીર બની ગઇ. તેણે કહ્યું:—"ના, હવે હું જઉં છું."

વિશ્વેશ્વર બોલી ઉઠ્યો:—" માત્ર થોડો વખત ઉભી રહે. તું મ્હને ખરી હકીકત સ્પષ્ટ કહેતી નથી. તું શા માટે આટલો બધો સંકોચ રાખે છે ? હું પણ તમારો ભાઈ છું—તું મ્હને શા માટે ખરી હકીકત કહેતી નથી ? "

આ સમયે મ્હોં ઉંચું કરી, પોતાનાં સ્થિર તેમજ વિશાળ નેત્રો વિશ્વેશ્વર તરફ ફેરવી સાવિત્રીએ ક્રોધે ભરાઇને કહ્યું:—"તમે તમારા ઘરની હકીકત કોઇને કહો છો કે ? શું તમે જાણતા નથી કે, ઘરની સ્થિતિ સંબંધીની હકીકત કોઈ પણ માણસ કોઇને કહી શકતું નથી."

વિશ્વેશ્વરે કહ્યું:—"સૌ કોઈને કહી શકાય નહિ; પરંતુ કોઈ પૂછે તો કહેવાને શી હરકત છે ? "

સાવિત્રીઃ—હરકત ન હોય તોપણ કહેવાથી શો લાભ છે ? હું હવે જઉંછું.

વિશ્વેશ્વરઃ—સાંભળ સાવિત્રિ ! જો કે હું પરાયો છું તોપણ એટલું ખાત્રીપૂર્વક માનજે કે હું તમને મ્હારી બ્હેન સમાન સમજું છું. તમને શરમાવવાને અગરતો તમારી મશ્કરી કરવાને હું આ સઘળું પૂછતો નથી. પોતાનું માણસ જે પ્રમાણે વ્યાકુળતાથી પૂછે છે તેવાજ ભાવથી હું આ હકીકત પૂછું છું. આ શું મ્હેં કોઈ અપરાધ કર્યો છે ? સાવિત્રિ ! જો કે હું પરાયો છું; તથાપિ—

અત્યાર સુધી સાવિત્રી પોતાના મનમાં ને મનમાં ખિજાતી હતી તેમજ તે વિશેષ આશ્ચર્યમાં પડી હતી; પરંતુ વિશ્વેશ્વરનાં આવાં વચનો સાંભળીને તેનો એ ભાવ બદલાઈ ગયો. તેણે જોયું કે, વિશ્વેશ્વરનાં વિશાળ નેત્રોમાં આંસુઓ ભરાઈ આવ્યાં છે. લજ્જિત તેમજ દુઃખિત થઈ, શિર નીચું કરી સાવિત્રીએ ક્ષીણ કંઠે કહ્યું:—" ક્ષમા કરજો. આપના પ્રશ્નોના ઉત્તરમાં હું માત્ર એટલુંજ કહું છું કે, અમને કોઈ પણ પ્રકારનું દુઃખ નથી. અમારા દિવસો ઈશ્વરની કૃપાથી વીતે છે."

મનમાં ને મનમાં ઉદાસ થઈ જઈ, ઉપરથી હાસ્ય કરી વિશ્વેશ્વરે કહ્યું:—" એટલું તો હું જાણું છું. દિવસો તો સૌ કોઈના વીતે છે. કોઈના સુખમાં વીતે છે તો કોઈના દુઃખમાં વીતે છે."

સાવિત્રી:—અમે બન્ને બ્હેનો મળીને ઘણું કામ કરીએ છીએ. બાથી હવે કામ કરી શકાતું નથી. તે તો બિમા[illegible] છે. ભાઈ કોઈ કોઈ વખતે આવીને નજીવી રકમ આપી જાય છે. એથી [illegible] દિવસો વીતે છે. આજકાલ અમને એવું કોઈ મ્હોટું દુઃખ નથી.

વિશ્વેશ્વરે વિચાર્યું કે, આ બાળિકા જન્મથીજ દુઃખી છે, તેથી દુઃખ કોને કહે છે તે એ સમજી શકતી નથી. તેણે સહજ આગળ વધીને કહ્યું:—"તમારો ભાઈ તમને જે કાંઈ આપે છે તે તમે લ્યો છો: પરંતુ હું તમને મ્હારી ન્હાની બ્હેનો સમજીને જો થોડી ઘણી રકમ આપું, યા તો તમારી માતાના ચરણોમાં ભેટ મૂકું; તો તમે મ્હને પરાયો સમજીને તેને પાછી તો નહિ વાળોને ?"

સાવિત્રી વિશેષ આશ્ચર્યમાં પડી ગઈ. ક્ષીણ કંઠે તેણે કહ્યું:— " તે હું કહી શકતી નથી. બા તેમજ બ્હેનને જેમ યોગ્ય લાગે તેમ કરો."

વિશ્વેશ્વરે કહ્યું:—" ઠીક ત્યારે આ કાગળ ત્હારી બાના ચરણોમાં મ્હારા તરફની ભેટ તરીકે ચઢાવી દેજે."

આમ કહીને વિશ્વેશ્વરે સાવિત્રીની પાસે જઈને તેણે પહેરેલા ગવનના ફાટેલા છેડા સાથે એક કાગળનો ટુકડો બાંધી લીધો. સાવિત્રીએ ઉદ્વિગ્ન થઈને કહ્યું:—"નહિ નહિ, આ કાર્ય મ્હારાથી નહિ બને. આપની એવીજ ઇચ્છા હોય તો આ પાસે જઈને આપી આવો. મ્હને શા માટે મુશ્કેલીમાં નાખો છો ?! મ્હારાથી બાને નહિ આપી શકાય. આપ જાતે જઈને તેમને જે કહેવું હોય તે કહેજો."

પોતાનું કાર્ય પૂર્ણ કરી વિશ્વેશ્વરે દૂર ખસી જઈને કહ્યું:—"તું ત્હારે નિર્ભયતાથી આપજે; પછીથી જ્યારે તેઓ મ્હને બોલાવશે ત્યારે હું આવીને જે કહેવું હશે તે કહીશ. તું બાની પાસે મ્હારૂં નામ લેજે. કીં', હવે ઘેર જા; આટલો મ્હોટો ઘડો ઉંચકતાં તને ઘણું દુઃખ પડતું હશે. હવે વિલંબ ન કર. ઘેર જતી રહે."

આટલું બોલી રહેતાંની સાથેજ વિશ્વેશ્વર ઉતાવળો ઉતાવળો ઘર તરફ ચાલ્યો ગયો. તથા છેક ઘેર જઈનેજ તેણે દમ લીધો.

બીજે દિવસે સવારેજ કોઈ કામને લીધે વિશ્વેશ્વર જ્યારે માશી પાસે આવ્યો ત્યારે તેણે જોયું કે, સાવિત્રી એક પાત્રમાં પુષ્પો લેવાને આવી હતી. માશી ઘણાજ પ્રેમથી તેની સાથે વાતચિત કરી રહ્યાં હતાં. વિશ્વેશ્વરને તો એમજ લાગ્યું કે, જાણે સાવિત્રી તેને કાંઈ કહેવાને આવી છે; પરંતુ તે શું કહેવાને આવી છે ? ઘણું કરીને તે પોતાનું કાંઈ દુઃખ રડવાનેજ આવી હશે. તે સિવાય બીજાું કયું કામ હોઈ શકે ? આનંદથી ઉત્ફુલ્લ બની જઈને વિશ્વેશ્વર પોતાની ઓરડીમાં જઈ તેના આવવાની રાહ જોવા લાગ્યો. થોડો સમય વીતી ગયા પછી તેણે જોયું કે સાવિત્રી પાત્રને પુષ્પોથી ભરી તેની ઓરડી તરફ આવે છે. તેણે વિચાર્યું કે, મ્હને પુષ્પો ઘણાં પસંદ છે તેથી માશી હમ્મેશાં થોડાં પુષ્પો મ્હારી ઓરડીમાં મૂકી જાય છે. આજે તેમણે જાતે નહિ




વિશ્વેશ્વરે સાવિત્રીની પાસે જઈને તેણે પહેરેલા ગવનના ફાટેલા છેડાસાથે
એક કાગળનો ટુકડો બાંધી દીધો.

પૃષ્ઠ ૯૨.

B.A. P. Works.

આવતાં સાવિત્રીની સાથે પુષ્પો મોકલ્યાં છે. માશીનું આ કાર્ય તેને મનગમતુંજ હતું. બારણાં સુધી આવ્યા પછી સાવિત્રીને ઓરડીમાં આવતાં સંકોચાતી જોઇને વિશ્વેશ્વરે મધુર કંઠે કહ્યું:–" સાવિત્રિ! આવ."

સાવિત્રી ઓરડીમાં આવી, તથા પાત્રમાંનાં પુષ્પો મેજપર પડેલી એક ચોપડી ઉપર મૂકતાં મધુર સ્વરે તેણે કહ્યું:–"તમારાં માશીએ આ પુષ્પો તમારી ઓરડીમાં મૂકવા મ્હને મોકલી છે."

વિશ્વેશ્વરે કહ્યું–"ત્યાં મૂક; પરંતુ સાવિત્રિ! તું માશીએ આપેલાં પુષ્પો મૂકવાને આવી છે કે બીજું કાંઈ કામ છે?"

બાળિકાના પીળા ગાલ લાલ થઇ ગયા તેણે શિર નમાવી મંદ કંઠે કહ્યું:–"કામ તો છેજ; પરંતુ ખાલીમાલી કેવી રીતે આવી શકું: તેથીજ થોડાં પુષ્પો લેતી આવી છું."

આમ કહીને તેણે પોતાના ગવનના છેડામા બાંધેલો એક ન્હાનો કાગળ કાઢીને પુષ્પોની પાસે મૂકી દીધો. વિશ્વેશ્વર ચમકયો. તેણે સાવિત્રી પાસે આવીને પૂછયું:–"સાવિત્રિ! આ શું છે?"

સાવિત્રી:–આ તમારીજ આપેલી નોટ છે. બ્હેને કહ્યું છે કે, 'અમને રૂપિયાની કાંઇ જરૂર નથી. જે અમારા કરતાં પણ વિશેષ ગરીબ મનુષ્ય છે, તેને જો તમે આ નોટ આપશો તો તે બિચારું તમને ઘણા આશીર્વાદ આપશે. અમને જરૂર નથી.'

વિશ્વેશ્વર લાકડાના પૂતળા પ્રમાણે સ્થિર ઉભો રહ્યો ગુન્હેગારની માફક ક્ષીણ સ્વરે તેણે કહ્યું:–"અને ત્હારાં બા? તેમણે શું કહ્યું?"

સાવિત્રી:–બાને આ પ્રકારથી ઘણું દુઃખ ઉપજશે વિચારી બ્હેને આ વાત બાને જણાવી દીધી નથી.

વિશ્વેશ્વર:–દુઃખ ઉપજશે? નહિ નહિ–દુઃખ શા માટે ઉપજે!

હું જાતેજ તેમને મ્હારી ભેટનો સ્વીકાર કરવાનું કહીશ.

સાવિત્રીએ કોમળ સ્વરે કહ્યું:—"ના ના તમે કદાપિ એમ કરશો નહિ. જ્યારે બ્હેને એમ કહ્યું છે કે, એ રૂપિયા નહિજ સ્વીકારે તો આપણુ જરૂર નહિજ સ્વીકારે. બા બ્હેનના કહેવા પ્રમાણેજ ચાલે છે. જો તમે મ્હારા ન કહ્યા છતાં પણ આ વાત બાને કહેશો તો તમને પણ ઘણું દુઃખ થશે. તમારી નોટ તમે તમારી પાસેજ રાખો, મ્હેં તો પ્રથમથીજ તમને કહી દીધું હતું કે, આજકાલ અમને કોઇ પણ પ્રકારનો અભાવ નથી."

સાવિત્રી ચાલી ગઇ. વિશ્વેશ્વર મુગ્ધ બની જઇ જ્યાં બેઠો હતો. ત્યાંજ બેસી રહ્યો.

——(०)——

## પ્રકરણ ૧૦ મું.

—:x:—

### દારિદ્ર.

મ્હોટા તેમજ સારા ઘરનો ગૃહસ્થ જ્યારે કાળચક્રના પ્રભાવે દરિદ્ર બની જાય છે ત્યારે દરિદ્રના દુઃખ કરતાં, પોતાના સંમાનના ખ્યાલથી ઉત્પન્ન થતા અભિમાનને લીધે તેને વિશેષ દુઃખ ભોગવવું પડે છે. જ્યારે સારી સ્થિતિ ભોગવતો મનુષ્ય બીજાનો ઉપકાર કોઇ પણ પ્રકારના સંકોચ સિવાય સ્વીકારે છે તેજ મનુષ્યની જ્યારે દરિદ્ર સ્થિતિ બની જાય છે, ત્યારે કોઇપણ વ્યક્તિનો ઉપકાર તેના હૃદયમાં દર્દ ઉપજાવનાર થઇ પડે છે. જે વાતમાં વિશેષ વેદના થાય છે તે વાત ઉપર મનુષ્યનું વિશેષ લક્ષ્ય રહે છે. જનસમાજ આ વાતને સમજ્યા સિવાય આ ભાવને અહંકાર કહે છે. વાસ્તવિક રીતે આ

અભિમાન તો છે! પરંતુ આ અભિમાન મનુષ્ય ઉપર નહિ; પરંતુ ભગવાન્ ઉપર છે.

રાત્રિની મલિન છાયાએ ધીમે ધીમે દરિદ્રના આંગણામાં પ્રવેશ કર્યો. લીંપણગુપણ સિવાય રસોડું તદ્દન જીર્ણ બની ગયું હતું. મકાનની ઇંટો કેટલેક ઠેકાણેથી નીકળી ગઇ હતી. કેટલેક ઠેકાણે ઉધેઈ લાગી હતી. સઘળી વસ્તુઓ મૂર્ત્તિમતી દરિદ્રતાનો પરિચય કરાવી રહી હતી. તોપણ આંગણું સાફ હતું. તુળસીનો ચોતરો પણ લીપેલો હતો. આંગણાની પાસે વાવેલું શાક પણ તૈયાર થયેલું હતું. પ્રથમની દરિદ્રતાને છુપાવવાની દરેક પ્રકારની કોશિશ કરવામાં આવી હતી, એમ પ્રત્યેક જોનારને માલૂમ પડે તેમ હતું.

કાલી બ્હાર રમવા ગયો હતો. કેટલાંક કપડાંને કેળનાં પાનાંની રાખથી સાફ કરી, ધોઇને સતી વાંસપર ટાંગી રહી હતી. સાવિત્રી દેવતા સળગાવી રહી હતી. ન્હાનું સરખું આંગણું ધુમાડાથી ભરાઇ ગયું હતું. તુળસીના ચોતારાપર એક દીપક મૂકી જાહ્નવીએ પ્રણામ કર્યાં. તેનું શરીર ઘણું દુર્બળ બની ગયું હતું. ચિંતા—જ્વરથી તે હમ્મેશાં બળ્યા કરતી હતી. કન્યાઓ આ વાત સમજતી તો પણ માની તબિયત બગડી ગઇ છે, એમ વિચારી તેઓ દવાદારુની વ્યવસ્થા કરતી હતી.

કાલી દોડતો દોડતો આવ્યો, તથા માને ગળે વળગી પડી બોલ્યોઃ—“ બા ! મ્હારે બરફી ખાવી છે!”

આ સમયે જાહ્નવી ભગવાનને પ્રણામ કરતી હતી. તેણે હાથ હલાવીને કહ્યુંઃ—“ ત્હારી બ્હેન પાસે જા. ”

સાવિત્રીએ બૂમ મારી કેઃ—“ ભાઈ! અહિં આવ હમણાં હું તને બરફી આપીશ.”

બ્હેન પાસે જઈ તેના ખોળામાં બેસી કાલીએ કહ્યુંઃ—“ જો આજે બરફી નહિ આપે તો હું તને ઘણો માર મારીશ!”

ભાઈના અંગ ઉપરની ધૂળ સાફ કરતાં કરતાં સાવિત્રીએ કહ્યું:— "જરૂર આપીશ; પણ ભાઈ! મ્હને કહે તો ખરો કે, આજે ત્હેં કપડાં કેમ નથી પહેર્યાં ?"

કાલી:—ફાટેલાં કપડાં કોઈ માણુસ પહેરે કે ? વિપિન મ્હારી મશ્કરી કરે છે. હું હવે ફાટેલાં કપડાં નહિ પહેરું !

સાવિત્રી:—જો, બાએ આ પહેરણ સીવીને તૈયાર કર્યું છે.

કાલીએ પહેરણ હાથમાં લઈ તેને ચારે તરફ ઉલટાવી જોયું, જમીનપર ફેંકી દઈને કહ્યું:—"થીંગડાં મારેલું કપડું પણ હું નહિ પહેરું."

સાવિત્રી:—મ્હારા ડાહ્યા ભાઈ! જો તો ખરો કે, ટાઢથી ત્હારું શરીર તદ્દન ઠંડું થઈ ગયું છે. તને ઠંડી લાગતી નથી ? આવું પહેરણ ઘેર પહેરવામાં શી હરકત છે? ઘેર કાંઈ ઓછો વિપિન ત્હારી મશ્કરી કરવા આવે છે!

પરંતુ કાલીની સમજમાં કાંઈ ઉતર્યું નહિ. તે સાવિત્રી પાસેથી ઉઠીને નાશી ગયો. આ સમયે જાહ્નવીએ ધીમે ધીમે આવીને પુત્રને ઉંચકી લીધો, તથા તેના અંગપર પોતે પહેરેલું વસ્ત્ર ઓઢાડયું પછીથી તે કાલીને લઇને ઘરમાં ચાલી ગઈ. આંખોમાં આવેલાં આંસુઓને સાફ કરી નાખીને સાવિત્રી કોઇ બીજું કામ કરવા ચાલી ગઈ. સતી સુકાતાં વસ્ત્રો નીચે ચૂપ થઇને ઉભી રહી.

ખેમી નામની એક સ્ત્રી આ કુટુંબની ઘણી માનીતી હતી. ખેમા હમ્મેશાં આ લોકોના કહ્યા અનુસાર વર્તતી હતી. સતી તેમજ સાવિત્રીએ કાંતેલું સુતર, ફળ, ફુલ વગેરે તે બજારમાં લઇ જઇ વેચી આવતી હતી, તથા તેમાંથી જે પૈસા મળતા તે પૈસાના ચોખા, દાળ વગેરે ખોરાકની વસ્તુઓ ખરીદી લાવતી. તે જાતે પણ દુઃખી હતી: તથા આ દુઃખી લોકોની તે ભાગીદાર બની ગઇ હતી. તેથી કરીને આ

લોકોની ગરીબાઇની વાત કોઇ પ્રત્યક્ષરૂપે જાણતું નથી.

માથાપર એક મ્હોટું પોટલું ઉચકી લાવીને ખેમીએ ઘરની બ્હારથી બૂમ મારીઃ—" સતિ ! "

ખેમીનો અવાજ સાંભળતાંની સાથેજ કાલીએ દોડતાં દોડતાં બ્હાર આવીને કહ્યુંઃ—" જીજી ! બરફી ખાવી છે !"

ખેમીએ કહ્યુંઃ—" ભાઇ ! હું બરફી લેતી આવી છું. લે આ પડીકું." આ પ્રમાણે કહીને ખેમીએ બરફીનું પડીકું કાલીનાં હાથમાં આપ્યું. કાલી ઘણાજ આનંદથી " બા ! આ જો—" કહેતો ઘરમાં ચાલ્યો ગયો.

સતી બ્હાર આવી. માથાપરનું પોટલું નીચે ઉતારી ખેમીએ કહ્યુંઃ—" ટાઢની મારી હું તો ઠરી ગઇ છું. અરે ! કાંઇ દેવતા એવતા છે ?"

" ના. "

" ત્યારે જા, દીવો લઇ આવ. સાવિત્રી ક્યાં છે ! અરે સાવિત્રિ ! દીવો લઇ આવ જોઇએ."

સાવિત્રીએ ધીમે ધીમે પાસે આવીને કહ્યુંઃ—" દીવેલ લાવ્યાં છો ? જો લાવ્યાં હોય તો આપો, એટલે હું દીવો સળગાવી લાવું. "

" બ્હેન ! મ્હારી સ્થિતિ ઘણી ખરાબ છે. મ્હારાથી ચાલી શકાતું નથી; તેથીજ રાત્રિ થઇ ગઇ. વળી હાટ પણ ક્યાં પાસે છે ? તમારી તો હજી તાજી આંખો છે; પરંતુ મ્હને તો અંધારામાં કાંઈ સૂઝતુંજ નથી. ઠીક, લે બ્હેન ! આ દીવેલની શીશી. જોને ચાર પૈસાનું દીવેલ કેટલું આપ્યું છે ! ચોખા જેવા મોઘા છે તેવું દીવેલ પણ મોંઘુ છે. સઘળી ચીજો મોંઘી છે. અહિં તો ' ટકે શેર ભાજી—ટકે શેર ખાજાં ' થઇ રહ્યું છે !"

સતીએ પૂછયું:—"થાળીની શી કિમ્મત ઉપજી ?"

ખેમીની આંખો ભરાઇ આવી. તેણે કહ્યુ:—"તેની તો વાતજ પૂછીશ નહિ. બ્હેન ! આટલી મ્હોટી થાળી કોઇ એક રૂપિયે પણ લેતું નથી. ખરીદતી વખતે તેના ત્રણ રૂપિયા આપ્યા હતા; પરંતુ અહિંતો બધા વ્યાપારીઓ લુચ્ચા મુઆ છે એટલે શું કરવું ને કોને કહેવું ?"

ખેમીને ધીરજ આપતાં સતીએ કહ્યું—"જુની વસ્તુનું એમજ થાય છે; વારૂં, પણ તેના કેટલા પૈસા મળ્યા ?"

ખેમી:—મ્હેં અનેક ઠેકાણે રખડીને અંતે એક રૂપિયો મેળવ્યો. આઠ આના ભાઈ કાલીના કપડામાં લાગ્યા અને આઠ આનામાંથી દાળ, ચોખા, મીઠું વગેરે લાવી છું. મ્હારી પાસે થોડા પૈસા વધ્યા નહિ, નહિતો શણ ખરીદી લાવત. ગયા હાટમાં પણ રશી વેચતાં જે આઠ આના ઉપજ્યા હતા તેના ચોખા ખરીદી લાવી હતી–શણ ખરીદી શકી નહોતી. આ વખતે પણ એમજ થયું. હવે આપણે શણ તેમજ ૨ કેવી રીતે ખરીદ કરી શકીશું ? ગૃહસંસારનાં સઘળાં વાસણો શું આ પ્રમાણે વેચી દેવાં પડશે કે ?

"હવે વાસણો રહ્યાં છેજ કેટલાં? જે બે ત્રણ વાસણો છે તે ન રાખીએ તો પછી રસોઇ કેવી રીતે બનાવીએ ? હું સમજતી નથી કે આપણી ભવિષ્યમાં કેવી દુર્દશા થનાર છે !"

સાવિત્રીએ સઘળી વસ્તુઓ ઘરમાં લઇ જઇને મૂકી દીધી. ત્યાર પછી ઘરમાંથી તે બે પાકેલાં કેળાં લઇ આવી, તથા એ બન્ને કેળાં ખેમીના હાથમાં આપીને તેણે કહ્યું:—"આ આપણા ઘરનાં કેળાં છે–બાઇ જુઓ જોઇએ કે કેવાં છે ?"

ખેમીએ કહ્યું:—"ના ના–બ્હેન તેમજ બાને માટે રહેવા દે.

અરેરે ! બ્રાહ્મણનું ઘર દુનિયાની સઘળી વસ્તુઓથી વંચિત થઇ ગયું; તેથીજ આ સઘળી ચીજો તેમનો આહાર થઇ પડી છે! હવે શું કરવું ?"

સતીઃ—ના ના. આ કેળાં તમે ખાઇ જાઓ; ઘરમાં બીજાં કેળાં છે.

લાચારીથી ખેમી કાંઈ બોલી શકી નહિ. તે બન્ને કેળાં તથા એક નળિયામાં થોડો દેવતા લઇને ચાલી ગઇ.

બીજે દિવસે સ્હવારે કાલી પોતાના કોઇ સાથીદાર છોકરાને ત્યાં ખિચડી તૈયાર થયેલી જોઇને ઘેર આવ્યો અને તેણે આગ્રહ લીધો કે, "હું બસ ખિચડીજ ખાઇશ."

સાવિત્રીએ નમ્રકંઠે કહ્યુંઃ—"બા ! દાળ તો નથી."

સતીએ કહ્યુંઃ—"કાલી ! તું ગરબડ કરીશ નહિ; હું તને ખિચડી બનાવી આપું છું."

જમતી વખતે હળદરને લીધે પીળા રંગવાળો ભાત જોઇને પ્રથમ તો કાલી છેતરાઇ ગયો. પછી જ્યારે ખરો પ્રકાર તેના જાણવામાં આવ્યો ત્યારે તે બધા ભાત ફેંકી દઇને મ્હોટેથી રડવા લાગ્યો. આ પ્રકાર જોઇને સતી ત્યાંથી ચુપચૂપ સટકી ગઇ. જાહ્નવી પણ પોતાના પતિની સૂઇ રહેવાની જગ્યાએ વસ્ત્રાંચલમાં મ્હોં છુપાવી સૂઇ રહી. માત્ર સાવિત્રી પોતાના ઉદ્ધત ભાઇને મનાવવા તથા ફોસલાવવા લાગી; પરંતુ કાલી કોઇ પણ પ્રકારે શાન્ત થયો નહિ. ઘણા સમય સુધી રડીને અંતે તે સૂઇ ગયો. કદાચ જાગે તો પાછો રડવા માંડે એમ વિચારી કોઇએ તેને ફરીથી જગાડયો નહિ. એટલામાં સતી સ્નાન કરીને આવી પહોંચી. સાવિત્રીએ ચોકમાં ઉગેલી શાકભાજી એકઠી કરીને શાક બનાવવાની વ્યવસ્થા કરી નાખી. જેઠાણી "હરે કૃષ્ણ

હરે કૃષ્ણ " કહેતી ઉઠી, તથા તેણે ગાયને દશવીશ ગાળો સંભળાવી. દૂધ દોહી લાવી સતીએ કહ્યું:—"સાવિત્રિ ! જો જોઇએ થોડી ખાંડ છે કે નહિ ? જો હોય તો દૂધમાં થોડો ભાત તેમજ ખાંડ નાંખીને ખિર બનાવી દે. કાલી ખાધા વિના સૂઇ ગયો છે, તેથી ખિર જોઇને તે પ્રસન્ન થશે."

જેઠાણી અકળાઇ જઇને બોલી:—" તમે બધાંય ખાલી નવ્વાબી કરો છો ! ગરીબના છોકરાને આટલું બધું ગુમાન શું ? ખાવું હોય તો ખાય અને ન ખાવું હોય તો આંબલીના પાનમાં ઉંઘી જાય. જો ભૂખ લાગશે તો તે કાંઇ સગી લાગવાની નથી. ભૂખ લાગી હોય ત્યારે ટાઢો રોટલો પણ પંચામૃત જેવો લાગે છે. "

સતીને કાકીનાં વચનો સાંભળી રહેવાની ટેવ પડી ગઇ હતી, તેથી તે વિચલિત થઇ નહિ ખાંડનું વાસણ જોઈ સાવિત્રીએ કહ્યું:—" ના બ્હેન, ખાંડ તો નથી."

જેઠાણીએ પોતાનો સુર સપ્તમમાં ચઢાવીને કહ્યું :—" હોય ક્યાંથી ? બાપરે બાપ ! આવું ખાઉધરૂં ઘર તો બીજું એક પણ ન જોયું ! "

એક તો ખાવાપીવાનું અપાર કષ્ટ અને તેના ઉપર વાક્ય-બાણોની આવી વૃષ્ટિ ! ચોખ્ખો મણિ-કાંચનનો સંયોગ થઈ ગયો ! સતી ચૂપ રહી, તથા રસોડામાંથી ઉઠી માતાને બોલાવવા ચાલી ગઈ. આવો પ્રકાર જોઇને જેઠાણી બકતી બકતી ઘરમાં ગઈ તથા તરતજ થોડી ખાંડ લઇ આવીને તેણે કહ્યું:—" આ લે-છોકરો ભૂખો રહેશે એવી ચિંતાથીજ હું આ ખાંડ આપું છું. મ્હેં ઉપવાસને દિવસે આટલી ખાંડ બચાવી રાખી હતી !"

સતીએ જઇને માતાને કહ્યું:—"બા ! ઉઠ, જે ભાવે તે થોડું ખાઈ લે."

જાહ્નવીએ ધીમેથી કહ્યું:—"મ્હને આજે તાવ આવ્યો હોય એમ લાગે છે. તમે બધાં ખાઈ લ્યો. મ્હારે આજે ખાવું નથી."

માતાના શરીરને સ્પર્શ કરીને સતીએ કહ્યું:—"બા! આવો તાવ તો હમ્મેશાં આવે છે! ખાધા સિવાય કેટલા દિવસ બચી શકીશ? જેટલું ખવાય તેટલું ખાજે."

"ના બ્હેન! હું ખાઈશ નહિ."

સતીએ રુદ્ધ કંઠે કહ્યું:—"ભવિષ્યમાં આપણા નશીબમાં ઉપવાસજ લખેલા છે તો પછી પ્રથમથીજ શા માટે ભૂખે મરે છે?"

જાહ્નવીને લાચારીથી ખાવા જવું પડયું. જો કે તે કાંઈ જોતી સાંભળતી નહિ, તથાપિ અંદરને અંદર તે સઘળી ખબર રાખતી હતી. તે સમજી ગઈ હતી કે, આવી સ્થિતિમાં વિશેષ દિવસો ગુજારી શકાશે નહિ. ભયંકર ચિંતાને લીધેજ હમ્મેશાં તેને તાવ આવતો હતો.

ઘરમાં જે થોડી ઘણી ખાવાની વસ્તુઓ હતી તે માત્ર બે દિવસમાંજ પૂરી થઇ ગઈ. ખાનાર ચાર ચાર માણસો અને કમાઈ જોવા જઈએ તો પાઈની પણ નહિ! સ્હવારે ઉઠતાંની સાથેજ કાલીએ કહ્યું:—"બા! ભૂખ લાગી છે—ખાવાનું આપ."

તે ઉઠયો બાનું નામ લઇને; પરંતુ ગયો બારોબાર બ્હેન પાસે! સતી ચૂપ થઇને બેસી રહી. તેના હાથ પગ લાકડા જેવા બની ગયા હતા.

કાલીએ કહ્યું:—"બ્હેન! ઉઠ, તું ખાવાની નથી કે શું?"

સતી ઉઠી નહિ. આથી કરીને બાળક માતાની પાસે ફરિયાદ કરવા ગયો. સતીએ મૃદુસ્વરે સાવિત્રીને સંબોધીને કહ્યું:—"સાવિત્રિ! જો જોઇએ, ઘરમાં થોડું રૂ છે કે નહિ?"

સાવિત્રીઃ—નથી,

સતીઃ—ત્યારે તો આજે ઉપવાસ કરવો પડશે. સાવિત્રિ! કા-

લીને શું ખાવાનું આપું ? આજે હાટનો દિવસ પણ નથી, નહિ તો એમી ફોઇને લોટો વેચી દેવાને મોકલત. અરેરે ! હવે હું શું કરું !"

સાવિત્રીએ મૃદુસ્વરે કહ્યું:—"બ્હેન ! આવી રીતે કેટલા દિવસ ચાલી શકશે ? આના કરતાં તો વિશ્વેશ્વરભાઈને—"

એકાએક સતી ઉઠી ઉભી થઇ અને તીવ્ર કંઠે તેણે કહ્યું:—"નહિ નહિ—એના કરતાં ભૂખે મરી જવું હજાર દરજ્જે સારું છે."

સાવિત્રી પોતાનું માથું નમાવી ચૂપ રહી. અંતે તેણે ધીમેથી કહ્યું:—"ભૂખે હું અને તું મરી શકીશું: પરંતુ બા તથા કાલીનું શું થશે ? તેમને તો આપણે ભિખ માગીને પણ ખવડાવવું જોઇએ."

સતીઃ—ભિખ ? હમણાં નહિ—થોડા દિવસ પછી જે દિવસે ઘરબારનો ત્યાગ કરી વૃક્ષના નીચે રહેવું પડશે તે દિવસે ખોળો પાથરી સૌ કોઇની પાસે ભિખ માગીશ. તું લોટો તો લઇ આવ—હું એમી પાસે જઈ આવું છું.

એકાએક મ્હોટેથી સાવિત્રી બોલી ઉઠી:—"બ્હેન! કેશુભાઇ આવ્યો છે."

કેશવકાન્ત રૂઆબમાં ને રૂઆબમાં હાથમાંની લાકડી હલાવતો હલાવતો બારણામાં આવીને ઉભો રહ્યો ! તેણે પૂછ્યું:—"તમે બધાં શું કરો છો ?"

"ભાઈ ! ભાઈ !" કહીને સાવિત્રી રડવા લાગી; પરંતુ સતી લાકડાની પુતળીની માફક જેમ બેઠી હતી તેમની તેમ બેસી રહી.

"શું થયું છે ? રડે છે કેમ ? બાની તબિયત તો સારી છે ને ?" કેશવકાન્તે પૂછ્યું.

સાવિત્રીએ રુદ્ધ કંઠે કહ્યું:—"સારી છે ! પરંતુ ભાઈ! તમે ક્યાં બાની ખબર રાખો છો ? કાલીને આજે ખાવાનું સુદ્ધાં મળ્યું

નથી બાને એટલી બધી ચિન્તા છે કે, આવી સ્થિતિમાં તે ઘણા દિવસ જીવી શકશે નહિ. ભાઈ ! અમારી દીન દશાનો તમે કદાપિ વિચાર સુદ્ધાં કરતા નથી કે શું ?"

કેશવકાન્ત બોલી ઉઠ્યો:—"હું શું કરું ? બાપા મ્હને ભણાવી ગણાવીને ક્યાં પંડિત કે કવિ બનાવી ગયા છે કે, હું તમારું સૌનું પાલણપોષણ કરું ? હું મ્હારી બુદ્ધિથી કામ કરું છું, અને બે પૈસા કમાઈ ખાઉં છું. જો મ્હને બાપાએ ભણાવ્યો હોત; વળી પાસે બે પૈસાની મુડી હોત તો શેઠ બનીને કાંઇ વ્યાપાર ધંધો કરત ! મ્હારી દુર્દશાનો પાર નથી. આ લે, મ્હારી પાસે દશ રૂપિયા છે તે હું તને આપું છું. હું મ્હારાથી બની શકે તેટલી મદદ તમને કરું છું."

રૂપિયા હાથમાં લઇને સાવિત્રીએ મૃદુ કંઠે કહ્યું:—"ભાઈ ! મ્હને ક્ષમા કરો. હું ઘણી દુષ્ટ છું. મ્હારો સ્વભાવ ઘણો ખરાબ થઈ ગયો છે—" આમ કહીને સાવિત્રી રડવા લાગી.

કેશવકાન્તે કહ્યું:—" નહિ નહિ, રડીશ નહિ. હું હવે જઉં છું. બની શકશે તો આવતા મહિનામાં પણ આવી જઈશ."

સાવિત્રી:—બાને મળીને જાઓ.

કેશવ:—મળવાથી શું થશે ? કહી દેજે કે હું આવ્યો હતો.

કેશવકાન્ત ચાલ્યો ગયો. સાવિત્રીએ કહ્યું:—"બ્હેન ! ઉઠ. ખેમીફોઇને હું બોલાવી લાવું છું. તેઓ બજારમાંથી જોઇતી વસ્તુઓ લાવી આપશે."

સતી હવે થોડા દિવસોને માટે નિશ્ચિંત થઈ. તેને દુઃખની પરવાહ નહોતી. આવા દુઃખને તો તે સમજતીજ નહોતી; પરંતુ જો કોઈ વખતે તેનું પ્રાણઘાતક સ્વરૂપ તેની નજરે પડતું તો તેને દુઃખનો

અનુભવ થતો હતો. તે પોતાનાથી બને શકે તેટલી મહેનત કરવાને તૈયાર રહેતી હતી, તથા જે કાંઇ શાકભાજી મળી આવે તેનો તે પ્રસન્ન-વદને સ્વીકાર કરતી હતી.

આ વખતે એ લોકોએ શણ અને રૂ વિશેષ પ્રમાણમાં ખરીદી લીધું. કેશવકાન્ત પાસેથી મળેલા રૂપિયામાંથી ઘણાખરા તેમણે આ વસ્તુઓ ખરીદવામાંજ વાપર્યા. તે સિવાય જે વસ્તુઓ વિના ખાવા પીવાનું બની શકે તેમ નહોતું તેટલીજ વસ્તુઓ ખરીદી કાલીના ફાટી ગયેલા પહેરણની વાત પણ સતી ભૂલી ગઈ નહોતી; તેથી તેને માટે એક નવું પહેરણ પણ ખરીદવામાં આવ્યું. બીજે દિવસે પ્રભાતકાળે ખેમી આવી અને તેણે સતીને કહ્યું:—" આજે હું શાક વેચવાને ગઈ હતી. જમીનદાર મહાશયને ત્યાં જવાને પણ ભૂલી નહોતી. તેમની કન્યા કમળા સાસરેથી અહિં આવી છે. તેણે તને ઘણો આગ્રહ કરીને બોલાવી છે; એટલે સુધી કહ્યું છે કે જો તું તેની પાસે નહિ જાય તો તેને ઘણું દુઃખ થશે."

સતીએ વિચાર્યું કે કમળા પણ હજી સુધી તેને ભૂલી ગઈ નથી. આવો વિચાર ઉપજવાથી તેને થોડો ઘણો આનંદ ઉપજ્યો; પરંતુ અમે કહી શકતા નથી કે, એ આનંદ સુખનો હતો કે દુઃખનો હતો. બપોરે કમળા પાસે જવાથી ઘણા સમય સુધી બેસી રહેવું પડશે, અને કામમાં પણ હરકત પહોંચશે એમ વિચારી સતીએ માતાને કહ્યું:—" બા ! હું હમણાં કમળાને મળી આવવાની ઇચ્છા રાખું છું."

જાહ્નવીએ કહ્યું:—" વારું, મળી આવ "

સતીને જોતાંજ કમળા પ્રથમની માફક તેને ગળે વળગી પડી, તથા સહર્ષ કંઠે તેણે કહ્યું:—"સતિ ! વ્હાલી સખિ ! તું મ્હને ભૂલી તો નથી ગઇને ? કોઈ કોઇ સમયે મ્હને યાદ તો કરે છે ને ?"

સતી કમળાના તરફ જોઇ ચમકી ઉઠી. આ શું એજ કમળા છે ! એ વર્ષ પૂર્વે જેનું અંગ સુખ તેમજ સૌભાગ્યથી ચમકી રહ્યું હતું તે આજે ઘણી દુબળી, પાતળી તથા મલિનમુખી બની ગઇ છે! આ તો પૂર્વેની કમળા નથી. સતીએ કહ્યું:—"કમળા ! આવી કેમ થઇ ગઇ ? બિમાર હતી કે શું ?"

"બીમાર ?" કમળા હસી. તેણે કહ્યું:—"મ્હારી વાત છોડી દે. ત્હારી સ્થિતિ આગળ મ્હારી સ્થિતિ કાંઇ હિસાબમાં નથી. મ્હેં તો ત્હારો વિવાહ પણ જોયો નથી; છતાં આજે હું તને આવી સ્થિતિમાં જોઉં છું. અરેરે ! **ભાગ્યદેવીની કેવી ભયંકરતા !**"

"મ્હારી કાંઇ નવી દુર્દશા નથી થઇ. સખિ ! હું તો પ્રથમ જેવી સ્થિતિમાં હતી તેવીજ સ્થિતિમાં આજે પણ છું."

"હા, એમ તો તું કહીજ શકે; કેમકે મ્હેં સાંભળ્યું છે કે, ત્હેં તેની સાથે વિવાહ થયા પછી તેને કદાપિ જોયો નહોતો અને બ્હેન ! ધાર કે તેને ત્હેં જોયો હોત તો તે ન જોયા બરાબરજ હતું."

વચ્ચે સતીએ કહ્યું:—"એ બધી વાત છોડી દે, અને તને શું થયું છે તે કહે. હવે હું ત્હારા મ્હોં ઉપર પ્રથમના જેવું હાસ્ય જોઇ શકતી નથી."

"તું મ્હારી વાત પૂછે છે, અને હું ત્હારું મ્હોં જોઉં છું. ખરેખર સતિ ! પ્રથમ તું જેવી હતી તેવી આજે પણ છે; પરંતુ ત્હારો આવો વેષ જોઇને મ્હને આંખો મીંચી દેવાની મરજી થાય છે. બ્હેન ! ક્યાં પાપોને લીધે ત્હારી આવી દુર્દશા થઇ ?"

આમ કહી સતીને ગળે વળગી પડીને કમળાએ તેના ખોળામાં પોતાનું મસ્તક છુપાવી દીધું. સતી પત્થરની પ્રતિમાની માફક સ્થિર બેસી રહી કમળાએ થોડા સમય સુધી સતીના ખોળામાં મસ્તક રાખી

શાન્ત રુદન કર્યું. પછીથી તેણે પોતાનું મસ્તક ઉંચું કર્યું. સતીએ કહ્યું:-"પોષ માસમાં એમણે તને કેમ આવવા દીધી ?"

"અહિં બે વર્ષથી આવી નહોતી તેથી મ્હારો જીવ વ્યાકુળ બની ગયો હતો એટલે આવતી રહી. વળી હવે મ્હને ફાવે તો અહિં આવું-અને મ્હને ફાવે તો ત્યાં જઉં એમાં મ્હને રોકનાર કે ટોકનાર પણ કોણ છે ?"

"કોણ છે તે ત્હારા પતિ !"

કમળા સહજ હસી. આ હાસ્ય સતીને ઘણું દયાજનક જણાયું.

કમળાએ હસીને કહ્યું:—"સતિ ! હું તેમની કોણ છું કે, તેઓ મ્હને રોકે, અગર તો મ્હારી સંભાળ રાખે ? સ્ત્રી તો ફૂલની માળા છે. જ્યારે એ માળા વાસી થાય છે ત્યારે પુરુષો તેને ફેંકી દે છે. સ્ત્રી-જાતિનું સંમાન ક્યાં થાય છે ?"

સતી શિર નમાવી બેસી રહી. કમળા તેને કહેવા લાગી:—"બ્હેન ! તું દુનિયાની કાંઇ મઝા જાણતી નથી એ એક રીતે સારુંજ છે; પરંતુ સખિ ! હમણાં તો મ્હારી અને ત્હારી સ્થિતિ લગભગ સરખીજ છે. સ્ત્રીઓને માત્ર દુઃખ વેઠવાને માટેજ પરમાત્માએ સરજેલી છે. તેમને માટે સુખ રાખ્યું નથી. ધાર કે તે સ્ત્રીઓની આશા પણ ફળિભૂત કરતો નથી."

સતીને યાદ આવ્યું કે, એક દિવસે તે કોઇ કામને લીધે બ્હારનાં બારણાં પાસે ઉભી રહીને કાલીને બોલાવી રહી હતી. એ સમયે નરેન્દ્ર જમીનદાર ઘોડાપર બેસીને ત્યાંથી જતો હતો. તેને જોતાંજ સતી એક બાજુએ ખસી ગઇ હતી; પરંતુ નરેન્દ્રે ઘણી ખરાબ વાસનાપૂર્ણ દૃષ્ટિથી તેના તરફ જોયું હતું. તેથી સતીના અંતરમાં તેના પ્રત્યે તિરસ્કાર ઉપજ્યો હતો. આજે એજ વાત સતીને યાદ આવી. તેણે વિચાર્યું કે,

કમળાના ભાગ્યમાંથી પણ સુખ સદાને માટે ચાલ્યું ગયું હતું. થોડા સમય પછી આમ તેમની કેટલીક વાતો થયા પછી સતીએ કહ્યું:–"બ્હેન! હવે હું જઉં છું."

"હજી થોડો વખત બેસ. ફરી પાછાં કયારે મળીશું તે કોણ જાણે છે?"

સતી કંપી ઉઠી. તેણે કહ્યું:–"તું આમ કેમ કહે છે. ફરી પાછી તું જ્યારે આવીશ ત્યારે આપણે બન્ને મળી શકીશું."

કમળાએ હસીને કહ્યું:—"હું એમ કયાં કહું છું કે, હું મરી જઇશ. મ્હારા ભાગ્યમાં મરવાનું સુખ કયાં છે? અહિં આવીને હું જોઇ શકી છું કે, ત્હારા પિતાએ પરલોકવાસ કર્યો છે. તું વિધવા બની ગઇ છે, તથા હું પાછી આવીશ ત્યારે કોણ જાણે કે મ્હારે બીજું શું શું જોવું પડશે?!"

આ વાકયો સાંભળી સતી ઉપેક્ષાથી હસી પડી. થોડા સમય સુધી પાછી બેસી રહીને, સતી ઘેર ચાલી ગઇ. તે કમળાની સ્થિતિની ચિંતા કરતી કરતી ચિંતાતુર ચિત્તે જતી હતી. શિયાળાની ઠંડી હવા ફુંકાતી હતી. સતી મસ્તક નીચું નમાવી રાખીને માર્ગ કાપતી હતી આ સમયે તેની સ્હામે કોઈ આવીને ઉભું રહ્યું. અને તેણે ચમકીને પૂછયું:–"કોણ સતી છે કે?"

સતીએ મસ્તક ઉંચું કરી જોયું તો તેને માલૂમ પડયું કે એ વિશ્વેશ્વર છે. સંકુચિત ભાવથી શિર ઉપરનું કપડું સહજ આગળ ખેંચી સતી રસ્તો છોડીને એક બાજુએ ઉભી રહી. તેણે ધાર્યું હતું કે, વિશ્વેશ્વર ચાલ્યો જશે એટલે હું પણ ચાલી જઇશ. વિશ્વેશ્વર આગળ તો વધ્યો; પરંતુ કાંઇ વિચાર કરી તે પાછો ઉભો રહ્યો અને

તેણે કહ્યુંઃ—"સતિ ! હું ત્હારો ભાઇ થઉ છું; પછી હું ત્હારી સાથે વાતચિત કરું તો તેથી કાંઇ નુકશાન તો નથી ને?"

સતીએ ઉત્તર આપ્યો નહિ. વિરક્તિ, ભય, શરમ તથા આવા પ્રકારના બીજા અનેક ભાવો એક સાથે તેના હૃદયમાં ઉથલપાથલ કરવા લાગ્યા. વિશ્વેશ્વરે ફરીથી કહ્યુંઃ—"બ્હેનની સાથે વાતચિત કરવામાં તો મ્હને કાંઇ દોષ જણાતો નથી."

સતીએ મહાકષ્ટે કહ્યુંઃ—"તમારે જે કહેવું હોય તે જલદીથી કહી નાખો."

વિશ્વેશ્વરે મૃદુકંઠે કહ્યુંઃ—"મ્હેં ત્હારી બાના ચરણોમાં નજીવી ભેટ મોકલી હતી—એ ભેટ ત્હેં કેમ સ્વીકારી નહિ?"

"જરૂર નહોતી માટેજ સ્વીકારી નથી."

"જરૂર હોય કે ન હોય, પરંતુ સતિ! જો કોઇ સ્નેહ અગર તો ભક્તિથી કોઇ વસ્તુ કોઇની પાસે મોકલે તો તેનો અસ્વીકાર કરી શકાય કે?"

સતીએ તીવ્ર કંઠે કહ્યુંઃ—"જે લેવા યોગ્ય હોય છે તે લઇ લે છે; કેમકે તેની પાસે કોઇ પણ પ્રકારનું ઓછાપણું રહેતું નથી. વળી મ્હારા જાણવા પ્રમાણે તો એવાં માણસોની પાસે તમે આવા પ્રકારની ભેટ મોકલતા પણ નથી. અમને ગરીબ સમજીનેજ તમે સહાયતા કરી હતી. અમે જો કે ગરીબ છીએ એ વાત ખરી છે; પરંતુ જ્યાં સુધી અમે જાતેજ અમારું ખરચ ચલાવી શકીએ ત્યાં સુધી અમારે બીજાનું આપેલું દાન શા માટે લેવું?"

વિશ્વેશ્વર ઘણા સમય સુધી ચૂપ રહ્યો. પછીથી સતીને ચાલી જતી જોઇને રૂદ્ધ કંઠે તેણે કહ્યુંઃ—"મ્હને માફ કરો. મ્હેં તમને દાન

આપ્યું નહોતું તમે એમ માનો કે-મ્હેં માત્ર તમને સ્નેહ—"

વિશ્વેશ્વરને બોલતો અટકાવીને સતીએ કહ્યું:-"તમે પણ મ્હને માફ કરો. તમારા જેવા દયાળુ માણુસને મ્હેં ઘણાં કઠોર વચનો કહ્યાં છે; પરંતુ તમે વિચારી જુઓ કે, તમે તમારું કર્ત્તવ્ય બજાવ્યું છે, અને મ્હેં મ્હારું કર્ત્તવ્ય બજાવ્યું છે. પરમકૃપાળુ પરમાત્મા હજી સુધી અમારા દિવસો કાઢે છે. જ્યારે મ્હને એમ માલૂમ પડશે કે, હવે અ-મારા દિવસો કોઇ પણ રીતે પસાર થાય તેમ નથી, ત્યારે માત્ર ત-મારી આગળ તો શું; પરંતુ સૌ કોઇની આગળ મ્હારે હાથ લં-બાવવો પડશે."

"સતિ! મ્હને માફ કર, મ્હેં તને મ્હારી બ્હેન સમજીનેજ એ કામ કર્યું હતું."

"એ તો હું જાણું છું."

ત્યાર પછી થોડે દૂર આગળ વધીને સતીએ વિશ્વેશ્વર તરફ જોઇ ક્ષીણ સ્વરે કહ્યું:-"મ્હને એમ લાગે છે કે, તમે વારંવાર અમારી ગરીબાઇનો વિચાર કર્યા કરો છો; પરંતુ એવા વિચારો કરી કરીને તમે તમારી પ્રકૃતિ બગાડશો નહિ. પરમ દિવસે ભાઇ આ-વ્યો હતો. મ્હને એમ લાગે છે કે, તે કોઈ ઠેકાણે નોકરી કરે છે. તમે આશીર્વાદ આપો કે એ સુધરી જાય-એટલે પછી અમને કોઈ પણ પ્રકારનું દુ:ખ રહેશે નહિ."

"હું આશીર્વાદ આપું છું કે, એ સુધરે અને તમારું સઘળું દુ:ખ દૂર કરે. હું એમ જાણીને આનંદિત થયો છું કે, પ્રથમ કરતાં તે થોડો સુધર્યો છે. ખરાબ સહવાસને પરિણામેજ મનુષ્ય દુર્બુદ્ધિ થાય છે. સતિ! હું હૃદયની સરળતાને લીધે તને કહું છું કે, પ્રથમ

હું ત્હારા વ્યવહારથી કાંઇક દુઃખી થયો હતો; પરંતુ હવે એ દુઃખ રહ્યું નથી. હવે તું પણ ત્હારા મનમાં કાંઇ મેલ રાખીશ નહિ ને?"

"ના."

---

# પ્રકરણ ૧૧ મું.

## પાપિષ્ઠની પાપયાચના.

માઘ માસ તો જાહ્નવીએ મહા મુશિબતે પસાર કર્યો; પરંતુ ફાગણ માસ બેસતાંજ તેને પથારીનો આશ્રય લેવો પડ્યો. એક તો તે ઘણા સમયથી બિમાર હતી. બીજું તેની ચિન્તાનો પાર નહોતો. માતાનો આવો નિર્જીવ ભાવ જોઈને સતીનાં નેત્રો આગળ અંધકાર છવાઈ ગયો.

દરિદ્રને ત્યાં શી ચિકિત્સા થાય? તો પણ સ્થિતિ અનુસાર ચિકિત્સા થવા લાગી. ડૉકટરે ફી તથા દવાની કિમ્મતનું બીલ મોકલ્યું. સતીએ અપાર મહેનત ઉઠાવીને જે રકમ એકઠી કરી હતી તે સઘળી એ બીલમાં જતી રહી. પાછા દરિદ્રતાના રાહુએ આવી પહોંચીને એ કુટુંબને ઘેરી લીધું. જાહ્નવી તેની પ્રાણાધિકા પુત્રીઓને વારંવાર ક્હેતી હતી કે, "જો સારું થવાનું હશે તો આપોઆપ સારું થઇ જશે. તમે શા માટે આવી સ્થિતિમાં આટલું બધું ખરચ કરો છો?" કેટલીક વખતે તે પોતાના ઘરની સ્થિતિ સંબંધીના પ્રશ્નો પૂછતી હતી, તથા કોઇને કાંઇ દુઃખ છે કે કેમ એ જાણવાનો યત્ન કરતી હતી. સતી કહી દેતી હતી કેઃ—"બા! તું આટલી બધી ચિંતા ન રાખ. જોતું આવી ચિંતા કર્યાં કરીશ તો ત્હારો રોગ વધી જશે. જેવી રીતે આજ સુધી આપણા દિવસો ગયા છે તેવી રીતે ભવિષ્યમાં પણ જશે. બાઈ

આવશે એટલે આપણો અભાવ પાછો દૂર થઇ જશે, અને બે ચાર દિવસ કદાચ દુઃખ ભોગવવું પડશે તો અમે સૌ ભોગવી લઇશું."

ચિંતાતુર થઈને જાહ્નવીએ કહ્યું:—"ત્યારે કેશવને સમાચાર પહોંચાડો."

સતીઃ—સમાચાર પહોંચાડયા છે. બે ત્રણ દિવસમાંજ તે આવી પહોંચશે.

સતીએ માતાને ખરી વાત કહી નહિ; કેમકે તેણે જે માણસને કેશવકાન્તની પાસે મોકલ્યો હતો તે માણસને કેશવકાન્તે ગાળો દઇને પાછો હાંકી કાઢ્યો હતો. તે દિવસે ને દિવસે વધારે બગડતો હતો; આમ છતાં સતીએ ફરીથી બીજા એક માણસને ભાઈને બોલાવવા માટે મોકલવાનો વિચાર કર્યો. વિચારને અંતે તેણે કાલીને ઘણું સમજાવીને બેમીની સાથે ચંદ્રપુર મોકલ્યો. થોડા સમયમાંજ કાલી અને બેમી પાછાં આવી પહોંચ્યાં, અને તેમણે કહ્યું કેઃ—"ભાઈ તો કલકત્તા ગયોછે."

સતીએ ચૂપકીદીથી આંખોમાંનાં આંસુ સાફ કરી નાખ્યાં.

ઘરમાં જે જે કાંસા પીત્તળની વસ્તુઓ હતી તે એકે એકે બેમીને હાથે બજારમાં વેચાઈ જવા લાગી. એ વેચતાં જે રકમ આવતી હતી તેમાંથી જાહ્નવીનાં દવાદારુ અને ઘરનું ખરચ ચાલવા લાગ્યું. આમ છતાં આ લોકોએ કોઇની પાસે ભિક્ષા માગી નહિ અગર તો પોતાની દુર્દશાની હકીકત કોઈને કહી નહિ.

પોતાનાથી બની શકે તેટલી કંજુસાઈથી સતી ઘરનું ખરચ ચલાવતી હતી. જ્યારે તેને એમ લાગ્યું કે, આગળ ઉપર કાલીને કષ્ટ વેઠવું પડશે ત્યારે બન્ને બ્હેનો અડધું ખાઈને રહેવા લાગી; પરંતુ આવી સ્થિતિ પણ વિશેષ વખત સુધી કાયમ રહી નહિ.

ચૈત્ર માસ ઉતરી રહેવા આવ્યો હતો રોગિણી જાહ્નવી પ્રથમના

કરતાં હવે ઘણીખરી રીતે સારી થઈ ગઈ. ઘરની આવી દુર્દશા હોવા છતાં પણ જાણે કે સતીએ ભયંકર અંધકારમાં પ્રકાશ જોયો. પછીથી તેણે વિચાર્યું કે, માતા રોગના મુખમાંથી તો બચી; પરંતુ તેને હવે ભૂખના દુઃખે મરવું પડશે.

બન્ને હાથ જોડી ઈશ્વર–સ્મરણ કરતી કરતી મધ્યરાત્રિને સમયે સતી પોતાની માતાની પથારી પાસે સૂઈ રહી. પ્રભાતકાળે જાહ્નવીએ સતીને જગાડવાને માટે કહ્યું:–" સતિ ! ઉઠ. "

સતી ગભરાતી ગભરાતી તરતજ ઉઠીને બેઠી થઈ, તથા આંખો ચોળતાં ચોળતાં તેણે કહ્યું:–"કેમ શું છે બા ? શું થયું ?"

" કાંઇ નહિ. મ્હેં ઘણું ખરાબ સ્વપ્ન જોયું છે તેથી જીવ ગભરાય છે. મ્હારી છાતી ઉપર હાથ ફેરવ જોઇએ, બ્હેન !"

સતી માતાની છાતી ઉપર હાથ ફેરવવા લાગી. કન્યાના મલિન મુખ તરફ જોઇને જાહ્નવીએ કહ્યું:–" બ્હેન ! સંકટોથી ગભરાઇ જઈશ નહિ. સઘળા દિવસો કાંઈ સરખા જતા નથી. સંકટ સમયે પરમાત્માનું સ્મરણ કરજે એટલે એ ત્હારા સંકટને દૂર કરશે. "

સતીએ ક્ષીણકંઠે કહ્યું:—" બા ! અત્યારે આવી વાત કેમ કરે છે ?"

જાહ્નવી:—કોણ જાણે કે શાથી મ્હારા જીવમાં એક પ્રકારની અસહ્ય વેદના થયા કરે છે.

આ સમયે સાવિત્રીની નિદ્રા ઉડી ગઈ. તે ઘણા સમય સુધી માતાના પગ પાસે બેસી રહ્યા પછી ઘરનું કામ કરવાને માટે ચાલીગઈ.

કાલી જાગતાંની સાથેજ પ્રથમ તો રમવાને ગયો; પરંતુ થોડાજ વખતમાં તેણે પાછા આવીને કહ્યું:–" બ્હેન ! મ્હને ભૂખ લાગી છે. હું શું ખાઉં ?"

કાલની રસોઈ બનાવતાં થોડા ચોખા બચ્યા હતા. એ ચોખા સેકી નાખી, તેમાં થોડું મીઠું મેળવીને સતીએ એ ચોખા ભાઇને ખાવાને આપી દીધા. કાલી પહેરણના ખિસ્સામાં ચોખા નાખી, તેને ખાતો ખાતો રમવાને ચાલ્યો ગયો. સતીએ માતાને પૂછ્યું:—" બા! તને ભૂખ લાગી છે?"

"ના."

"ના કેમ? જરૂર લાગી છે. ઉઠ, હાથ મ્હોં ધોઇને કપડાં બદલી નાખીને થોડું ખાઇ લે."

જાહ્નવીએ એક વખત કન્યાના મ્હોં તરફ જોઇને કોમળ સ્વરે કહ્યું:—" બ્હેન! હું કોઇ પણ પ્રકારે જીવતી તો રહીશજ. આ કઠિન જીવ કાંઈ સહેલાઇથી જાય તેમ નથી; પરંતુ મ્હારી નજર આગળ તમે તથા કાલી ભૂખે મરશો નહિ. હું ખાધા વિના પણ જીવી શકું છું!"

માતાની વાત સાંભળી નહિ સાંભળી કરીને સતીએ તેનાં હાથ મ્હોં ધોવરાવી, તેનું વસ્ત્ર બદલાવી તેને પૂજા કરવાને બેસાડી દીધી. જેઠાણી ગાય દોહીને બકતી બકતી સ્નાન કરવા ગઈ. સતીએ પ્રથમ તો આજે બ્હાર નહિ જવાનો વિચાર કર્યો હતો; પરંતુ માતાને લીધે તેને જવું પડ્યું. તેણે વિચાર્યું કે, જ્યાં સુધી દૂધ છે ત્યાં સુધી માતા ભૂખે મરી જનાર નથી.

સતીએ સાવિત્રીને કહ્યું:—"સાવિત્રિ! તું દેવતા સળગાવ—હું સ્નાન કરી આવું."

કરુણ સ્વરે સાવિત્રીએ કહ્યું:—"દેવતાને શું કરીશ?"

"દૂધ ગરમ કરીશ." કહીને સતીએ એક ઘડો ઉચક્યો, તથા ખડકીનાં બારણાં ઉઘાડી તેણે સ્નાન કરવા જવાનો વિચાર કર્યો. બારણાં ઉઘાડતાંની સાથેજ તેણે જોયું કે, કોઇ માણસ એક કાગળ

વાળીને તેના ઉપર દોરો બાંધી બારણાંમાં નાખી ગયું છે. સતીએ કૌતુહલને વશ થઈ એ કાગળ ઉચકી લીધો, અને જોયો, એ કાગળના અક્ષરો જાણીતા માણસના નહોતા; પરંતુ ઉપર સતીનું નામ લખેલું હતું.

સતીનું આશ્ચર્ય વધી ગયું; છતાં માતા ભૂખી તેમજ તરસી છે એ વાત યાદ આવતાં એ કાગળને એક ઠેકાણે ઇંટોમાં છુપાવી રાખીને તે ચાલી ગઇ. ઘેર આવીને તેણે ભીંજાયલાં વસ્ત્રો પહેરી રાખીનેજ દૂધ ગરમ કર્યું, અને અડધું દૂધ માતાને પાઇ દીધું. જાહ્નવીએ ઘણી આનાકાની કરી; પરંતુ કન્યાની આંખોમાં આંસુ જોઇને તેને લાચારીથી દૂધ પીવુંજ પડયું.

સતી ભીંજાયલાં કપડાં પહેરીનેજ ઘાટની તરફ ગઇ. આગલા દિવસના ઉપવાસથી તેનું અંગ બળી રહ્યું હતું, તેથી તેણે પોતાનાં ભીંજાયલાં વસ્ત્રો બદલી નાખ્યાં નહિ. તેણે ઇંટોમાં જે કાગળ છુપાવી રાખ્યો હતો તે કાગળ કાઢીને તે વાંચવા લાગી. શુરૂઆતનું સંબોધન વાંચતાંજ તેનું માથું ફરી ગયું. અંતે મહા મહેનતે તેણે પોતાની જાત સંભાળી, તથા એ કાગળને પ્રારંભથી માંડીને અંત-સુધી વાંચી નાખ્યો. એ કાગળ લખનાર તેની સખી કમળાનો પતિ—નરેન્દ્રનાથ જમીનદાર હતો. કાગળમાં ઘણી ભ્રષ્ટ ભાષામાં ભ્રષ્ટ વાતો લખેલી હતી. આ લોકોના દુઃખમાં ઉંડી સહાનુભૂતિ દર્શાવી તેણે લખ્યું હતું કે, 'જો તું મ્હારી વાત માનીશ તો તમારૂં સૌનું દુઃખ દૂર થઈ જશે, તથા મોજમજા ભોગવવાની મળશે. ક્રોધ, દુઃખ તેમજ તિરસ્કારથી સતીએ એ કાગળના ટુકડે ટુકડા કરી નાખીને ફેંકી દીધા, તથા તે ફરીથી સ્નાન કરવાને ચાલી ગઇ. જે પ્રમાણે કોઇ અપવિત્ર વસ્તુને સ્પર્શ થઇ ગયો હતો તેવી રીતે એ પત્ર વાંચી રહ્યા પછી

અપવિત્રતાને દૂર કરવાને માટે તેણે ફરીથી સ્નાન કર્યું. પછીથી જ્યારે તે ઘેર આવી ત્યારે સાવિત્રીએ તેને પૂછ્યું:—"બ્હેન! ફરીથી ન્હાવા ગઇ હતી કે શું? કોઇ અસ્પર્શ વસ્તુને અડકી પડી હતી કે શું?"

"હા."

"બ્હેન! કાલીને શું ખાવાનું આપું?"

"થોડું દૂધ તું પી અને થોડું એને પીવા દે!"

થોડા સમય સુધી શાન્ત રહી પાછું સતીએ કહ્યું:—"બ્હેન! મ્હારી તબિયત આજે મ્હને ઠીક લાગતી નથી; તેથી હું જઇને થોડા વખત સૂઈ રહું છું."

આમ કહી, ભીંજાયલાં વસ્ત્રો કાઢી નાખી, એક ઓરડામાં સતી ચાલી ગઇ અને તેણે ઓરડાનાં બારણાં બંધ કરી દીધાં. ખરેખર, તેના દેહમાં ભયંકર દર્દ થતું હતું. તેને ઘણું કષ્ટ માલૂમ પડતું હતું. નેત્રો લાલચોળ બની ગયાં હતાં; તેથી સૂતાંની સાથેજ તેને ઉંઘ આવી ગઇ. તેનું સઘળું દુઃખ જાણે કે થોડા વખતને માટે દૂર થઈ ગયું. જ્યારે તે જાગ્રત થઈ ત્યારે તેણે સાંભળ્યું કે, ભાતને બદલે દૂધ મળવાથી કાલી રીસાઈ ગયા છે અને રડયા કરે છે. સતી કાનોમાં આંગળીઓ દબાવીને પત્થરની મૂર્ત્તિની માફક પડી રહી.

થોડા સમય પછી કોઇએ ઘરનાં બારણાં ખખડાવ્યાં, અને કહ્યું:—"બ્હેન! બારણાં ઉઘાડો જોઇએ."

સતીએ ઉત્તર આપ્યો નહિ. પાછું બ્હારથી કોઈ બોલ્યું કે:—"બ્હેન! બારણાં ઉઘાડોને. વિશ્વેશ્વરભાઇનાં માશીએ તમારે માટે થોડો સરસામાન મોકલ્યો છે."

સતીએ ધીમેથી ઉઠીને બારણાં ઉઘાડયાં. તેણે જોયું કે, એક ચાકરડી એક હાથમાં પુષ્પચંદનશોભિત જલપૂર્ણ પાત્ર તથા બીજા હા-

થમાં એક મ્હોટી ભારે ગાંસડી કે જેમાં અનાજ બાંધેલું હતું તે લઇને ઉભી હતી. સતીએ ચાકરડીને પૂછયું:—“ આ બધું શું છે ? ”

“ આજે શિવરાત્રિના પારણાનું માજીએ અન્નદાન કર્યું છે, અને આ ભેટ તમારે ઘેર આપવાને મ્હને મોકલી છે, તેથી આવી છું.”

ચાકરડી સઘળી વસ્તુઓ મૂકીને ચાલી ગઈ. સાવિત્રી કાલીને ફળમૂળ આપીને ફોસલાવવા લાગી, તથા સતી જરૂરી વસ્તુઓ લઇને ભોજન બનાવવાને ચાલી ગઈ. તેનાં નેત્રોમાંથી કેટલાંક આંસુઓ અગ્નિપર ટપકી પડયાં. અમે કહી શકતા નથી કે, આ આંસુ પરમાત્માના નામપર ટપકી પડયાં. હતાં કે કોઇ માણસના !

ધીમે ધીમે બીજા પણ બે ત્રણ દિવસ પસાર થઈ ગયા. એવામાં પાછો સતીને પ્રથમની જગ્યાએથીજ બીજો એક પત્ર મળી આવ્યો. એ પત્ર લોભલાલચોથી ભરેલો હતો. પ્રથમની માફક એ પત્ર પણ વાંચીને સતીએ ફેંકી દીધો. તે ચૂપજ રહી. સાવિત્રી પણ કદાચ આ પ્રકાર જાણીને ભયભીત બની જશે એવા વિચારથી તેણે આ હકીકત તેને પણ કહી નહિ.

આ માસમાં અન્નપૂર્ણાદેવીએ અનેક પ્રકારનાં વ્રતો કરવાનોજ જાણે કે નિશ્ચય કર્યો હોય એમ જણાતું હતું. પાંચ પાંચ સાત સાત દિવસને અંતરે ઘણી ભોજન—સામગ્રી તથા જળથી ભરેલી ગાગર આવી પહોંચવા લાગી. સતીએ વિચાર્યું કે, દરિદ્રતા કસ્તુરીના જેવી છે. તેને ગમે એટલી છુપાવવામાં આવે છે તો પણ તેની ગંધ લોકોને આવ્યા સિવાય રહેતી નથી. સઘળો વિચાર કરીને નિરુપાયે તે શાન્ત રહી; કેમકે રાક્ષસી—દરિદ્રતાની સાથે યુદ્ધ કરીને તે ઘણી હયરાન થઈ ગઈ હતી. હવે તે તેની સાથે વિશેષ યુદ્ધ કરવાને અશક્ત હતી. હમણાં હમણાં જ્યારે ખાવાપીવાની ચિંતા કાંઇક

ઓછી થઇ ત્યારે તે બીજીજ વાતો વિચારવા લાગી. એથી એમ માલૂમ પડે છે કે, તેની ભાગ્યદેવીએ તેના ભાગ્યમાં ક્ષણ માત્ર પણ નિશ્ચિંત્ત રહેવાનું લખ્યું નહોતું. એ સમય દરમ્યાન તારાપુરની પેઢીના મુનીમે, મકાનપર ધીરેલા ત્રણસો રૂપિયાનો વ્યાજ સાથે તગાદો કર્યો. તેણે એટલે સુધી કહેવડાવ્યું કે, જો થોડાજ સમયમાં રૂપિયા અદા નહિ કરો તો મકાનની હરરાજી કરવામાં આવશે!

એ સમયે જાહ્નવીથી શય્યાનો ત્યાગ કરી ઉઠી શકાતું નહોતું; પરંતુ પોતે નહિ જમે તો કન્યાઓ પણ નહિ જમે એમ વિચારી તે ઉઠી, અને ભાવે અભાવે તેણે બે ચાર ગ્રાસ ભર્યા. અસાધારણ ચિન્તાને પરિણામે તેને ટાઢીઓ તાવ ભરાયો. સાવિત્રી તો ઉદાસ મુખે માતાની પાસે બેસી રહી; પરંતુ સતીથી બેસી રહેવાયું નહિ. તેણે એક ઓરડીમાં જઇને બારણાં બંધ કરી દીધાં—પરંતુ તેણે શું સૂઇ રહેવાને માટે બારણાં બંધ કરી દીધાં?—ના, તે વિચારતી હતી કે, આ સઘળા વિડંબનાનું કારણ શું છે? આ સર્વ નાશ તો કાંઇ સૌના પેટને લીધે નથી થયો? થયો છે તો માત્ર મ્હારેજ લીધે! મ્હારાજ સુખને માટે તો મ્હારાં માબાપ આવાં નિરાધાર થઇ ગયાં છે! મ્હને સુખી કરવાને માટેજ તેમને આવું મહાદુઃખ ભોગવવું પડયું છે ને પડે છે. હવે આવા સંકટ સમયે અમને કોણ હિમ્મત આપશે? હું કોની આગળ જઇને કહું કે, અમને ગરીબ ભીખારીઓને રૂપિયા આપીને અમારૂં દેવું ચુકાવી દ્યો. શું એવો કોઇ દયાળુ ધર્માત્મા છે? અને હોય તો પણ કોણ એવું નિર્લજ્જ હોય કે જે ભિક્ષા માગી શકે? સતી વિચારવા લાગી કે, કહેવાનું શું કામ છે? જેને સહાયતા કરવી હશે તે પોતાની જાતેજ આવીને કરી જશે. ધિક્કાર છે આ જીવનને! શું કેવળ ભીખારીઓની માફક કોઇની દયાના ભરોસા ઉપર આ જી-

વનનું રક્ષણ કરવું પડશે ? શું બીજો કોઇ ઉપાયજ નથી ?

સાવિત્રીએ કહ્યું:—" બ્હેન ! વરસાદ પડે છે. કપડાંને ઉંચકી લઇ અંદર મૂક. હું બા પાસે બેઠી છું."

સતીએ બારણાં ઉઘાડી જોયું તો તેને એમ લાગ્યું કે, જાણે તેના હૃદયનું અનુકરણ કરીને પ્રકૃતિદેવીએ પણ વિપુલ વિપ્લવ મચાવ્યો હતો. કપડાં ઉંચકી લેતાં સતીને યાદ આવ્યું કે, ઘરમાં પાણી નથી, તથા આખી રાત વૃષ્ટિ તેમજ વાવાઝોડું બંધ થાય એવું એક પણ ચિહ્‌ન જણાતું નથી. કૂવો પણ જીર્ણ થઇ ગયો હતો. કેટલેક ઠેકાણે સીલ બાઝી ગઈ હતી. કૂવામાંનું પાણી પણ સુકાઇ ગયું હતું. તેથી તે માથાપર ઘડો ઉંચકીને પાણી ભરવા ચાલી નીકળી. સતીને ઘડો ઉંચકીને પાણી ભરવા જતી જોઇને સાવિત્રીએ કહ્યું:—"બ્હેન ! મ્હને એમ લાગે છે કે, ઘરમાં પાણી નથી તેથી તું પાણી ભરવા જાય છે—તો બ્હેન ! લાવ, ઘડો મ્હને આપ—હુંજ પાણી ભરી આવું છું."

" ના, તું બાની પાસે બેસ: હું હમણાંજ પાછી આવું છું." આમ કહીને સતી પાણી ભરવા ગઈ.

સતીએ ઘડાને પાણીમાં ડૂબાડયો અને પછીથી જેવી તે તેને ઉંચકવા લાગી કે એકાએક કાંઈ જોઇને તે ચમકી ઉઠી ! તેણે જોયું કે સ્હામે કિનારે એક પુરુષ ઉભો રહ્યો છે ?! એ પુરુષને તીક્ષ્ણ દૃષ્ટિથી જોતાંની સાથેજ સતી ઓળખી ગઈ કે તે નરેન્દ્ર જમીનદાર છે.

ભયથી સતીએ બૂમ મારવા માંડી; પરંતુ મ્હોઢેથી ઉચ્ચાર કરી શકાયો નહિ. તે પાણીમાં ઉભી ઉભી થરથર ધ્રૂજવા લાગી.

નરેન્દ્રે સતી પાસે આવી હસીને કહ્યું:—" સુંદરિ ! ડરે છે શા માટે ? હું કાંઇ વાઘ બાઘ નથી. મ્હેં બે બે પત્ર તને લખ્યા; પરંતુ ત્હેં મ્હારા એક પણ પત્રનો ઉત્તર કેમ આપ્યો નહિ ?"

સતીએ સાહસ એકઠું કરીને કહ્યું:—"જો તમે તમારું ભલું ચ્હાતા હો તો એકદમ અહિંથી ચાલ્યા જાઓ; નહિ તો હું મ્હોટેથી બૂમો મારીશ."

"નહિ નહિ—આવી બેવકૂફી ભરેલી વાત કર નહિ. મ્હેં સાંભળ્યું હતું કે, તું ઘણી બુદ્ધિમતી છે. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે ત્યારે તું શા માટે મ્હોં ધોવા જાય છે? જો મ્હારું કહેવું માનીશ તો ત્હારાં તેમજ ત્હારાં સગાં-વ્હાલાંનાં સઘળાં દુઃખોનો નાશ થશે અને તને રાજરાણીના જેટલું સુખ મળશે! મ્હેં સાંભળ્યું છે કે, આવતી કાલેજ ત્હારા ઘરની હરરાજી થવાની છે. એમ થશે તો તમે બધાં કયાં જઈને રહેશો? મ્હારી વાત માની જા—અને કાંઈક ડાહી થા. શું તું જાણતી નથી કે, સમજુને સાન ને ગધેડાને ડીફું!"

સતી પાણીમાં ઉભી રહીને વાવાઝોડામાં સપડાયલી કોમળ લતાની માફક થરથર કંપી રહી હતી. એને એમ માલૂમ પડતું હતું કે, જાણે કે સાક્ષાત યમરાજ, નરેન્દ્રના રૂપમાં તેની આગળ હાજર થયા છે. પાપીએ પુનઃ કહ્યું:—"બોલ! સુંદરિ! મનમોહિનિ! તું શું કહે છે? મા, બ્હેન, ભાઈ વગેરેની સાથે મળી ઘેર ઘેર ભિખ માગવાની ઈચ્છા છે કે મ્હારું કહ્યું માનવાની ઇચ્છા છે?"

સતીએ બન્ને હાથથી પોતાનું મ્હોં ઢાંકી દીધું. નરેન્દ્રને એમ લાગ્યું કે તેની દવાની ધીમે ધીમે અસર થવા માંડી છે. તેણે અપાર ઉત્સાહથી ફરી કહ્યું:—"કેશવકાન્ત માર્ફત તમારી સ્થિતિના સઘળા સમાચાર વારંવાર મ્હારા જાણવામાં આવે છે. જે દિવસથી મ્હેં ત્હારૂં દર્શન કર્યું છે તે દિવસથી હું ત્હારા નામનીજ પ્રેમમાળા જપ્યા કરું છું. મ્હારું હૃદય ત્હારા વિરહથી બળીને ખાકસાર થયું છે તેમ છતાં શું ત્હારા હૃદયમાં સહજ પણ દયા ઉપજતી નથી? પ્રિયતમે! મ્હારું

કહ્યું કબૂલ કર અને કહે કે ત્હારે કેટલા રૂપિયાની જરૂર છે ? હું તને હમણુંને હમણાં તને તું માગે એટલા રૂપિયા આપવાને તૈયાર છું; જો તું મ્હારું કહ્યું નહિ માને તો પાછળથી પસ્તાઈશ, કેમકે,

"પૈસા હી બસ્સ બનાતા હૈ ઇન્સાં કે બાતકો
પૈસા જોબ દેતા હય બ્યાહો બરાતકો
પૈસા હૈ રંગ રૂપ પૈસા હી માલ હય
પૈસા ન હો તો આદમી ચર્ખેકા માલ હય." *

સતીએ નિરુપાયે કહ્યું:—"તમે અહિંથી એકદમ ચાલ્યા જાઓ—નહિ તો હું અહિંજ ડૂબી મરીશ."

નરેન્દ્રનાથઃ—ઠીક, ત્યારે તો હું હમણાં જઉં છું; પરંતુ કાલે પાછો આ વખતે અહિં આવું ને ? થોડા સમયમાંજ ભયંકર વાવાઝોડું થશે એમ લાગે છે, માટે તું પણ ઘેર જતી રહે.

સતીએ કહ્યું:—"પહેલાં તમે ચાલ્યા જાઓ—તે સિવાય હું પાણીમાંથી બ્હાર નીકળનાર નથી."

નરેન્દ્રનાથઃ—શું હું કાંઈ સર્પ છું કે તું મ્હારી પાસે આવે તો હું તને દંશ દઉં ! ઠીક છે—હવે હું જઉં છું.

પાપિષ્ઠ—નરાધમ—નરેન્દ્રનાથ હસતો હસતો મુછોના આંકડા આમળતો આમળતો ચાલ્યો ગયો. સતી ધ્રૂજતી ધ્રૂજતી પાણીમાંજ બેસી ગઈ. તેને એમ લાગ્યું કે, જાણે કે મનુષ્યના સર્વસ્વનો નાશ કરનારી કુપ્રવૃત્તિ શરીર ધારણ કરીને તેને પોતાની કૌશલ—જાળમાં ફસાવવાને આવી છે. સતીનામાં તેનું નિવારણ કરવાની શી શક્તિ હતી ? જાણે કે તેની આગળ પાછળ કાળાં કાળાં પિશાચોનું મંડળ

---

*એક ઉર્દુ કવી

નાચી રહ્યું છે. આથી સતી સ્થિર થઇ ગઇ. એક આંગળી હલાવવાની હિમ્મત પણ તેનામાં રહી નહિ.

એકાએક તેણે જોયું કે તળાવની ડાબી બાજુએથી કોઈ દોડતું ચાલ્યું જાય છે. એ માણસ એકદમ દોડતું ઉભું રહ્યું. એ માણસ ઘણા સમય સુધી રસ્તામાં ઉભો રહી સ્થિર દૃષ્ટિથી સતી તરફ જોઈ રહ્યો, અને પછીથી ધીમે પગલે ચાલ્યો ગયો. સતી તેને ઓળખી ગઈ. તે વિશ્વેશ્વર હતો. સતીએ વિચાર્યું કે, વિશ્વેશ્વરે નરેન્દ્રનાથને અહિંથી જતો જરૂર જોયો હોવો જોઇએ. સતીને એમ લાગ્યું કે, બસ આ વખતેજ તળાવમાં ડૂબી મરું તો ઓછું કોઇ મ્હને બચાવવાને આવે તેમ છે? પરંતુ તે બળપૂર્વક મનને રોકીને દાંતથી ઓષ્ઠ કરડતી કરડતી ઘેર ગઇ. હવે તેના દેહમાં કમકમાટ નહોતો—તેનો સંકલ્પ પર્વતની માફક અચળ હતો. તેને જોઇ સાવિત્રીએ ઉત્કંઠિત થઇને કહ્યું:—“ બ્હેન ! આટલી બધી વાર કેમ લાગી ? ”

“ હું તળાવ પર ગઇ હતી. ”

“ કપડાં ભીંજાયલાં કેમ છે ? તું ન્હાતી પણ આવી છે કે શું ? ”

“ હા. ”

આ ઉત્તર સાંભળીને જાહ્નવીએ એક ગાઢ નિઃશ્વાસ મૂક્યો.

પ્રભાતકાળે જાહ્નવીએ સાવિત્રીને કહ્યું:—“ વંટોળિયાથી ઘણાં પુષ્પો ખરી પડ્યાં છે. તું થોડાં પુષ્પો વિશ્વેશ્વરભાઇનાં માશીને આપી આવ જોઇએ, બ્હેન ! ”

સાવિત્રીએ અન્નપૂર્ણાને પુષ્પો આપી આવીને પોતાની માતાને કહ્યું:—“ બા ! તેઓ અક્ષયતૃતીયાને દિવસે ગંગાસ્નાન કરવા જવાનાં છે. તેમણે કહ્યું છે કે, જો ત્હારાં બાની તબિયત સારી હશે તો

તેમને નહિ તો પછી બ્હેનને મ્હારી સાથે લઇ જઇશ. બા ! તેઓ મ્હારો ઘણો સત્કાર કરે છે—મ્હને ઘણાજ પ્રેમથી બોલાવે છે—એથી મ્હને તો ઉલટી ઘણી શરમ ઉપજે છે !"

જાહ્નવી ચૂપ રહી.

———:(०):———

## પ્રકરણ ૧૨ મું.

### સતીનો સંદેશો !

ઘણા દિવસોથી વિશ્વેશ્વરે પેઢી સાથેનો કારભાર બંધ કરી દીધો હતો. તેનું કારણ એ હતું કે એ લોકો સાથે તેના વિચાર મળી શકતા નહોતા. પેઢી સાથેનો કારભાર છોડી દઇને તેણે ધાન્ય વગેરેની આડત કરી લીધી હતી, તથા ઘણી વસ્તુઓ ખરીદ કરીને તેણે પોતાનો કારભાર ઘણો વધારી દીધો હતો, આ સિવાય તેણે ફરાસડાંગા તરફથી કેટલાક સારા વણકરોને બોલાવીને પોતાને ત્યાં બેસાડયા હતા, તથા હમણાં તે ઉનનાં કપડાં બનાવડાવવા લાગ્યો હતો. આ વણકરો ઘણાં સારાં કપડાં બનાવતા હતા, તથા તેમનાં બનાવેલાં કપડાંની કલકત્તામાં એક સારી દુકાન ઉઘાડવામાં આવી હતી. એ દુકાન ઘણી સારી રીતે ચાલતી હતી. વિશ્વેશ્વર આ સઘળાં કામકાજોમાં પૂરતું લક્ષ્ય આપતો હતો. રૂપિયા કમાવાને માટેજ તે આ સઘળો વ્યવસાય કરતો હતો; કેમકે રૂપિયા સિવાય પશ્ચિમમાં જઇને લોકોપકારનું કાર્ય કેવી રીતે કરી શકાય !

ગામમાં પણ ઘણા દરિદ્ર લોકો હતા. તેમની ચિન્તા પણ વિશ્વેશ્વરના હૃદયમાં હમ્મેશાં કાયમ રહેતી હતી પરંતુ ગામના લોકોનું કામ આપો-

આપ ચાલ્યું જતું હતું, તથા વગર માગ્યે કાંઇ સહાયતા કરવા જતાં સંકોચાવું પડે છે એ પ્રકાર સતીએ તેને સારી રીતે સમજાવી દીધો હતો; આથી કરી વિશ્વેશ્વરનું પોતાના ગામના લોકો તરફ હવે વિશેષ લક્ષ્ય જતું નહિ. તે પોતાના કારભારમાં તથા નવા નવા ખ્યાલોમાંજ મશગુલ રહેતો હતો.

વિશ્વેશ્વર માશીને ગંગાસ્નાન કરાવીને પાંચજ દિવસમાં પાછો આવ્યો. ઘેર આવતાં આવતાંમાં સાંઝ પડી ગઇ! એક તરફ માશી રસોઇ કરવા મંડી પડી, ત્યારે બીજી તરફ વિશ્વેશ્વર પોતાની આડત તથા કપડાં બનાવવાનું કારખાનું જોવા ચાલ્યો ગયો. કારખાનામાં સુયોગ્ય રીતે કામ ચાલી રહ્યું હતું. કોઇ પણ સ્થળે બિલકુલ ગરબડ નહોતી. ભોજન કરતી વખતે વિશ્વેશ્વરે જોયું કે, આજે માશીનુ મ્હોં ઘણું ઉદાસ છે—મ્હોંપર દયાનો ભાવ પ્રકાશી રહ્યો છે. તેણે વિચાર્યું કે, આજે ગમે તે કોઇ કારણથી માશીનું મન ઉદાસ થઇ ગયું છે. તેણે પૂછ્યું:—"માશી! શું થયું છે?"

"કાંઇ નથી થયું, ભાઇ!" કહીને માશીએ એક ગાઢ નિઃશ્વાસ મૂક્યો. આવો ગાઢ નિઃશ્વાસ મૂકવો એ માશીને માટે કાંઇ નવો પ્રકાર નહોતો; તેથી વિશ્વેશ્વર ચૂપ રહીને ભોજન કરવા લાગ્યો. ઘણા સમય પછી ચૂપકીદીનો ભંગ કરી માશીએ કહ્યું:—"અરેરે! જોતાંની સાથેજ કેવું દુઃખ ઉપજે છે!"

"કોને જોતાં દુઃખ ઉપજે છે, માશી?"

"રામશંકર શાસ્ત્રીની છોકરીઓને. હમણાં થોડા વખત પહેલા સતી મ્હને પ્રણામ કરવાને આવી હતી."

"કોણ સતી? તમને પ્રણામ કરવા આવી હતી?"

વિશ્વેશ્વરે પોતાનું આશ્ચર્યપૂર્ણ મ્હોં માશી તરફ ફેરવ્યું. અન્નપૂર્ણાએ

કહ્યું:—" હા—હું ગંગાસ્નાન કરીને આવી છું; તેથી જાહ્નવી દેવીએ સતીને પ્રણામ કરવા માટે મોકલી હતી."

વિશ્વેશ્વર કાંઈ બોલ્યો નહિ. વ્યાકુળ ચિત્તે ભોજન કરી તે સૂઇ રહેવાની ઓરડીમાં ચાલ્યો ગયો. કોણ જાણે કે ક્યા એક પ્રકારની મીમાંસા કરવામાં તેનું મન આમતેમ ભટકવા લાગ્યું.

અન્નપૂર્ણાએ કહ્યું:—" લૅમ્પમાં તેલ નથી. તું લૅમ્પ આપે તો હું ભરી લાવું. ?"

"હું સૂઇ રહ્યો છું—હવે પ્રકાશની જરૂર નથી." આમ કહીને વિશ્વેશ્વર પડી રહ્યો. તે જે કઠિન તર્ક કરવામાં તન્મય બની ગયો હતો તેણે તેને 'અસંભવ' સમજીને મનથી દૂર કરી નાખ્યા, તથા માથાની નીચે ઉશિકું રાખીને તેણે નિદ્રાદેવીની આરાધના કરવા માંડી. સહવારે દંતધાવન, શૌચ તેમજ સ્નાનાદિ કર્યા પછી પ્રથમ શું કરવું તેનો તેણે નિશ્ચય કરી લીધો. પછીથી એક વખત તૃષિત દૃષ્ટિથી તેણે પુસ્તકોના ઢગલા તરફ નજર ફેંકી, કે જે પુસ્તકોને આજકાલ તે અડકતો સુદ્ધાં નહોતો. એક ઇંગ્રેજી દર્શનશાસ્ત્રને કોઈએ સંસ્કૃત સાહિત્ય-ગ્રંથપર લાવીને મૂકેલું જોતાંજ તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેણે વિચાર્યું:—" મ્હારે હાથે આમ બનેજ નહિ. માશી પણ આ ઓરડીમાં કદાપિ આવતાં નથી" પુસ્તકપર ચઢાવવામાં આવેલું પુઠું કાંઇક ઉંચું થઇ ગયેલું જણાતું હતું; જાણે કે તેમાં કોઇ વસ્તુ છુપાઇ રહી કેમ ન હોય! વિશ્વેશ્વરે તરતજ એ પુસ્તકનું પુઠું ઉઘાડયું તો તેમાં તેને એક પત્ર જણાયો. તેના ઉપર કોઈ સ્ત્રીના અક્ષરો હતા કે:—"આ પત્ર વિશ્વેશ્વરભાઇની સેવામાં પહોંચે."

આ શું ? આ પત્ર કોણે લખ્યો હશે ? વિશ્વેશ્વરે સત્વર કવર ઉઘાડયું. પત્રની થોડી લીટીઓ વાંચવામાં આવતાંજ તેનું આશ્ચર્ય વધી ગયું, તથા વિવિધ પ્રકારના વિચારોથી તેનું ચિત્ત ચંચળ બની ગયું. સહજ સ્વસ્થ થતાં તેણે પાછો એ પત્ર પુનઃ વાંચવા માંડયો.

"અનેકાનેક પ્રણામસહ નિવેદન છે કે, આ પત્ર વાંચવાની શુરુઆત કરતાંની સાથેજ આપ આશ્ચર્યસાગરમાં ડૂબશો, તથા આ પત્ર કોણે લખ્યો છે એ જાણવાની આપને ઇચ્છા થશે; તેથી હું પ્રથમથીજ આપને લખી જણાવું છું કે, મ્હારું નામ સતી છે.

"હું ઘણી વાતો લખવાનો વિચાર કરીને પત્ર લખવા બેઠી હતી; પરંતુ હવે હું વિચારી શકતી નથી કે શું લખું ? લખવાની તો ઘણી હકીકત છે; પરંતુ શું લખીને પત્રનો આરંભ કરું ! હું લખવા ચ્હાઉં છું કાંઈ અને લખાઈ જવાશે કાંઈ એમ વિચારી પ્રથમ તો ગભરાઈ ગઈ હતી; પરંતુ આ સમયે હવે મ્હારે લાજ શરમ શામાટે રાખવી ? જે કાંઇ કલમથી લખાય છે તે લખી નાખું છું. આગળ પાછળની હકીકતનો સંબંધ સાચવવાની ચિંતા આ સમયે કોણ કરે ? મ્હારી નિર્દોષતા પ્રમાણિત કરવાને માટે હું કોઈને કાંઈ કહેવા ઇચ્છતી નથી. આપ મ્હારા સુખદુઃખના કોઈ એવા ભાગીદાર પણ નથી કે, આ હકીકત કહ્યા સિવાય ન ચાલી શકે. સંસારની આગળ તો હું દોષી અગર તો અપરાધીજ થતી જઉં છું; પરંતુ આપને આ સઘળી વાત કહ્યા સિવાય હું રહી શકતી નથી. કારણ? કારણ હું પણ સમજી શકતી નથી.

"પાંચ દિવસ ઉપર જ્યારે મ્હોટું પ્રચંડ વાવાઝોડું થયું હતું તે દિવસે ત્રીજે પ્રહરે તળાવપર બનેલો પ્રકાર આપને યાદ છે? તે દિવસો તમે જે યુવકને તળાવ આગળ થઇને જતાં જોયો હતો એ

દુષ્ટાત્મા ચંદ્રપુરનો જમીનદાર નરેન્દ્રનાથ હતો, તથા તળાવમાં જે સ્ત્રી બેઠી હતી તે હું પોતે હતી.

"એ તો આપ પણ સમજી ગયા હતા; પરંતુ મ્હને લાગે છે કે આપે એ પ્રકાર ઉપર પૂરતો વિચાર કર્યો નથી, કે તે દિવસે એવો યોગાયોગ ક્યાંથી થઈ ગયો હતો. કદાચ બીજાં માણસો આવો યોગાયોગ જોઇને જેવા પ્રકારનો વિચાર પોતાના મનમાં બાંધે છે તે-વોજ વિચાર તમે પણ બાંધ્યો હશે; પરંતુ આપે વિચાર કરી જોયો છે કે, એક ભલા ઘરની છોકરીને માટે એવું પૈશાચિક કાર્ય સંભવ છે કે નહિ ?!

"હું આ પત્ર મ્હારી નિર્દોષતા દર્શાવવાને માટે નથી લખતી. હું દોષી છું. ખરેખર, હું એ પાપીના પ્રલોભનમાં પડી ગઇ છું. હવે એ પ્રલોભનમાંથી આત્મરક્ષણ કરવા જેટલી શક્તિ મ્હારામાં નથી; પરંતુ સાંભળો;–મ્હેં તેને છેતર્યો છે. નહિ નહિ, એને છેતર્યો કેવી રીતે કહી શકાય ? તેણે જે માગણી કરી હતી તે માગણી કરતાં પણ વિ-શેષ આપવાની મ્હેં ઇચ્છા કરી હતી. તેણે માત્ર મ્હારા દેહની માગણી કરી હતી; પરંતુ મ્હેં તેને મ્હારા આત્માનું દાન કરી દીધું છે ! તે બહુ કરત તો મ્હારા એક જન્મને અપવિત્ર કરત, નષ્ટ કરત; પરંતુ મ્હેં એ સાક્ષાત નરકના દ્વારપાળના પગો પાસે મ્હારો જન્મ–જન્માં-તર, આલોક–પરલોક, સ્વર્ગ–મૃત્યુ વગેરે દાન કરી દીધું છે. એટલે પછી કેવી રીતે કહી શકાય કે મ્હેં તેને છેતર્યો છે ?

"હવે હું ખુલ્લી રીતે કહું છું કે, તે મ્હને ઘણા રૂપિયા આપ-વાની ઇચ્છા રાખતો હતો. તમે જે દિવસે તેને જોયો હતો–ત્યાર પછી ગયે પરમ દિવસે–જે દિવસે ચંદ્રપુરની પેઢીના મહાજનોએ આવીને બારણા ઉપર નોટિસ લટકાવી દીધી હતી કે, ત્રણ દિવસમાં ઘર છો-

ડીને ચાલ્યાં જવું, તે દિવસે બપોરે તે પાછો આવ્યો હતો. મ્હારા પગોમાં તેણે હજાર રૂપિયાની નોટ મૂકી દીધી, અને મ્હેં એ નોટ લઈ લીધી છે. આજે રાત્રે એ ઘાટ ઉપર આવનાર છે, અને હું તેની સાથે નાશી જનાર છું. અમે બંનેએ એવો નિશ્ચય કર્યો છે; તેથી હું આજે જરૂર ચાલી જઈશ; પરંતુ તેની પાસે નહિ જઉં,—બીજા એક પુરુષની પાસે જઈશ !

" હું જાણી શકતી નથી કે એ પુરુષ સંસારી મનુષ્યોની માફક સદય છે કે નિર્દય ! હું સમજી શકતી નથી કે એ મ્હને કેવી શિક્ષા કરશે ? આજે જો કદાચ પાપિષ્ઠ નરેન્દ્ર મ્હને આવા પ્રલોભનમાં ન નાખત, આવી રીતે તે મ્હને નરકના દ્વાર સુધી ખેંચી ન જાત, હું જે સમયે સંસારનાં સંકટોથી જ્ઞાનશૂન્ય બની ગઈ હતી એ સમયે જો કદાચ તે મ્હને સુયોગ ન આપત તો કદાપિ હું મરવાનું સાહસ કરી શકત કે ? ના ના કદાપિ કરી શકત નહિ !

" કાલે મ્હારો ભાઈ, બા, બ્હેન—સૌ રસ્તે રખડતાં ભિખારી બની જાત—લોકોના તિરસ્કાર સહન કરત અથવા ભૂખે મરી જાત—એ દુઃખ હું કેવી રીતે જોઈ શકું ? હું એમના દુઃખને કેવી રીતે ભૂલી શકું ? મ્હારો આત્મા ચિરકાળ સુધી દુઃખ પામ્યા કરશે એવા તુચ્છ ભયથી શું હું આત્મહત્યા કરવામાં પાછી પ્હાની કરું ? દુઃખ તેમજ સંકટને તો હું મ્હારા જન્મથીજ મ્હારો સાથી સમજું છું. એ દુઃખ શું આ કરતાં પણ વિશેષ હશે ? અને કદાચ આથી વધારે હોય તો તેથી પણ હું ડરી જતી નથી. લોકોને મ્હારી નિન્દા કરવી હોય તો ભલે કરે, તેથી શું છે ? મ્હારો ભાઇ, બ્હેન, મા વગેરે કાલે સુખી થઇ જશે ! તેમના થોડા દિવસો તો સુખમાં પસાર થશેને ? અને કદાચ ફરીથી પરમાત્મા તેમના ઉપર પ્રસન્ન થાય એવો પણ સં-

ભવ છે. હું એટલું તો સારી રીતે સમજી શકી છું કે, હું પરમાત્માની પ્રસન્નતા પ્રાપ્ત કરવાને યોગ્ય નથી; તેથી નિશ્ચિંતતાથી ઘણા દિવસો પછી આ થોડાજ સુખનો અનુભવ કરીને હું સંસારથી વિદાય થઉં છું. સરળ હૃદયવાળી મ્હારી બ્હેન સાવિત્રીને મ્હેં સમજાવી દીધું છે કે, આ રુપિયા મ્હને રસ્તામાં પડેલા મળી આવ્યા છે; તેથી તેને સ્વીકારવામાં કાંઈ દોષ નથી. તે મ્હારાં વચનોને હમ્મેશાં સાચાંજ માને છે; તેથી તેણે રૂપિયા સંબંધીનાં મ્હારાં આ વચનો સાચાંજ માન્યાં છે. સંકટમાંથી મુક્તિ થવાની આશાથી તેના મુખમંડળ ઉપર આનંદ છવાઈ ગયો છે. ઘણા દિવસથી હું તેના મુખમંડળ ઉપર આવો આનંદ યા તો આવી પ્રસન્નતા જોઈ શકી નથી. એ બિચારી જાણતી નથી કે, એ રૂપિયા એની બ્હેનના હૃદયનું લોહી છે. **ભાગ્યદેવીની ભયંકરતાનું** ચિહ્ન છે !

"તમે કહેશો કે, એકાએક આવી પડેલા આવા સંકટના સમાચાર મ્હને કેમ ન કહ્યા? આમ તમે કહી શકો તેમ છો, કેમકે તમે ઘણા દયાળુ છો, તમે ઘણી વખત આ અનાથોપર દયા કરવા આવ્યા છો અને દયા પણ કરી છે; પરંતુ હવે તમારી દયા વધારે જોઇતી નથી. તમે જેટલી દયા કરી છે તેટલી દયા પણ મ્હારા હૃદયને કાંટાની માફક ભેદી નાંખે છે? હું હવે વિશેષ ઉપકારનો ભાર મ્હારા શિરપર ચઢાવી શકતી નથી.

"હું ઘણી વાતો લખવાનો વિચાર કરતી હતી—લખી છે પણ ઘણી વાતો—પરંતુ હજી પણ કેટલીક વાતો લખવી બાકી છે. એટલી લખીને હું મ્હારૂં કર્ત્તવ્ય સમાપ્ત કરીશ. તમને યાદ હશે કે 'એક વખતે તમે અમને રુપિયા આપીને દયા દર્શાવવાને આવ્યા હતા; પરંતુ મ્હેં એ રૂપિયા લીધા નહોતા. શું તમે એમ સમજો છો કે, એ સમયે

અમને રૂપિયાની બિલકુલ જરૂર નહોતી ? ના એમ નથી; પરંતુ તમે અમારા શા સંબંધી હતા કે અમે તમારી દયાને સ્વીકારી લઈએ ?

"તમને તો યાદજ હશે, અગર જો તમે ઈચ્છયું હોત તો મ્હને તમારું સર્વસ્વ આપી શકત; પરંતુ તેમ નહિ કરતાં તમે અમારી ગરીબાઈ જોઈ દયા દર્શાવવા આવ્યા ! પછીથી તમારી દયાને અમે શા માટે સ્વીકારીએ ? હું આજે અભિમાનપૂર્વક કહું છું કે—આ પહેલો અને છેવટનો વખત છે કે મ્હેં આ વાત મ્હારે મ્હોડે ઉચ્ચારી છે—હું તમારી પત્ની થવાને કાંઈ સર્વથા અયોગ્ય નહોતી, તેમ છતાં તમે મ્હને સ્વીકારી નહિ—જો મ્હારા સિવાય બીજી કોઈને પણ સ્વીકારી હોત તો હું એમ સમજત કે તમને સ્નેહનો અભાવ નથી—માત્ર યોગ્ય પાત્રી નહિ મળવાથીજ તમે વિવાહ કર્યો નથી; પરંતુ વાત એમ નથી. હું સમજું છું કે, તમે પ્રત્યેક સ્ત્રીનો—સમસ્ત સ્ત્રીજાતિનો તિરસ્કાર કરો છો: તેથી આજે હું મરતી વખતે તમને શાપ આપતી જઉં છું કે, અધમ સ્ત્રી—જાતિનો એક દિવસ એવો આવશે કે, તમે તેના પ્રત્યે પ્રેમ ધરાવશો ! આ અધમ જાતિ પોતાના હૃદયમાં કેટલો મ્હોટો સમુદ્ર છુપાવી બેઠી છે તેનો મર્મ એક દિવસે તમે સમજશો—જરૂર સમજશો, તો દિવસે તને આ વાતનો સ્વીકાર કરશો કે, સંસારમાં સ્નેહની લેવડ દેવડમાંજ સૌથી વિશેષ સુખ સમાઈ રહેલું છે !

"ઠીક છે, હવે હું આ પત્રમાં પણ વિદાય લઉં છું, તથા આ જન્મને માટે પણ વિદાય માગું છું, કેમકે હવે તમે મ્હારા ઉપર ઘણા વિરક્ત થઈ ગયા હશો, તથા એમ ધારતા હશો કે, હું ઘણી વાચાળ છું !

"સ્ત્રીઓ જ્યાં સુધી સહી શકે છે ત્યાં સુધી કષ્ટ સહન કરવામાં મ્હેં બાકી રાખી નથી—પાછી પ્હાની કરી નથી. મ્હેં સઘળાં દુઃખોને આજ સુધી મ્હારા શિરપર હાસ્ય મુખે ચઢાવ્યાં છે; પરંતુ હું સમજી ચુકી છું કે મ્હારા દુર્ભાગ્યનો તેમજ દુઃખનો અંત નથીજ. તેથીજ હું

હવે આજે જીવનવ્રતનું ઉદ્યાપન કરી નાખું છું. મરવા સિવાય હવે બીજો કોઇ ઉપાય નથી. કમનસીબે એ દુષ્ટ નરાધમની તિરસ્કારયુક્ત વિનંતિને મ્હારે મ્હોડે સ્વીકારવી પડી છે. ભલા ઘરની સ્ત્રીઓ જે વાત સાંભળીને કાનોમાં આંગળીઓ ખોસે છે, એ વાતને હું ઉભી ઉભી સાંભળી રહી છું, અને અંતે મ્હેં આ ચાલાકી ચલાવી છે. એ વાત સ્વીકારવા કરતાં તો આત્મહત્યાની ભયંકર સ્મૃતિ પણ મ્હને ઘણી વ્હાલી જણાય છે, સઘળાં માણસોને મ્હારી નિંદા કરવી હોય તો ભલે કરે; પરંતુ તમે ન કરશો. માત્ર એક વખત એટલું યાદ કરજો કે, જો તમે મ્હને તમારા ચરણોમાં સ્થાન આપ્યું હોત—મ્હને તમારી ચરણસેવિકા બનાવી હોત—તો આજે મ્હારી આવી દશા ન થાત. મ્હારી જાતને વેચીને આજે મ્હારે મ્હારા ભાઇ, બ્હેન, બા વગેરેનું સંરક્ષણ કરવું પડત નહિ! હશે, જેવી **ભાગ્યદેવીની ભયંકરતા !**

"એવો કદાપિ વિચાર સુદ્ધાં કરશો નહિ કે, બીજાની પત્ની તથા વિધવા થઈને મ્હેં પરપુરુષના તરફ વિચાર ચલાવ્યો છે. હું હિંદુની કન્યા છું. ! જો કદાચ દુઃખ આવી પડે છે તો પણ અમે હિંદુ સ્ત્રીઓ પોતાને બે ચાર દિવસમાંજ પોતાની સ્થિતિને અનુકૂળ બનાવી લઇએ છીએ. તમારાં માશીબાના વચનોથી મ્હારા મનમાં—મ્હારા જેવી સરલા બાળિકાના મનમાં—જે આશા જાગી ઉઠી હતી તેને મ્હેં થોડા માસમાંજ દૂર કરી નાખી હતી. જો કદાચ બની શકયું હોત તો કમળાની માફક ( શું એ વાત તમને યાદ આવે છે ? ) હું પણ સુખસૌભાગ્યમાં પડીને તેની માફક સઘળું ભૂલી જાત; પરંતુ પરમાત્માએ મ્હારા કર્મમાં એવું લખ્યું નહોતું. દરિદ્રતાના પાષાણ-ખંડપર તમારી દયા પૂર્ણમૂર્ત્તિ અંકિત થઈ જતી હતી; પરંતુ હું બરાબર તેને છુપાવી રહી છું. આજે તમને ખરુંજ કહું છું કે, મ્હેં જાતે પણ એ મૂર્તિને બ્હાર કાઢી નાખ્યા પછી કદાપિ જોઇ નથી !

જોવાનો અવસર પણ નહોતો; પરંતુ આજે એ અવસર મળી ગયો છે. આજે બીજું કાંઇ કામ નથી—હું હવે વિશ્રામ કરીશ; તેથી એમ લાગે છે કે, તમે મ્હારી પાસે આવીને ખડા થઇ ગયા છો.

"મ્હેં મનમાં ને મનમાં તમને ઘણી સખ્ત તેમજ હૃદયભેદક વાતો લખવાનો વિચાર કર્યો હતો. તમારા ઉપર ક્રોધ દર્શાવવાનો નિશ્ચય કર્યો હતો; પરંતુ કોણ જાણે કે મ્હારો એ વિચાર અને એ નિશ્ચય હમણાં અદ્રશ્ય થઈ ગયો છે ! સંસારના કોઇ પણ માણસના ઉપર મ્હારો કશો અધિકાર નથી. કોઇના ઉપર કાંઇ ક્રોધ—ક્ષોભ નથી; પરંતુ તમારે માટે મ્હારા મનમાં એટલું બધું અભિમાન કેમ ઉપજ્યું હતું, તે હું કહી શકતી નથી.

"આજે મ્હારા મનમાં કોઇ પણ પ્રકારનું અભિમાન નથી. હું સમજું છું કે, મ્હેં તમારી સહાયતા લીધી નથી એ અન્યાય કર્યો છે ! શું તમારા ઉપર મ્હારે ક્રોધ કરવો જોઇતો હતો ? પરંતુ મ્હારાથી થવાનું હતું તે થઇ ગયું છે, હવે તે ન થયું થનાર નથી. હવે આ સમયે મ્હારી તમને માત્ર એટલીજ પ્રાર્થના છે કે, મ્હારી બા, બ્હેન તથા કાલી ઉપર દયા રાખજો. તેમના ઉપર સંકટ ન આવી પડે તેમ કરજો, અને બની શકે તો કેશવકાન્તને પણ સુધારવાનો પ્રયત્ન કરજો. કોણ જાણે શાથી મ્હને એમ લાગે છે કે, હું સંસારનો ત્યાગ કરીશ તો તરતજ તેમની સૌની સ્થિતિ સુધરી જશે—તેમનાં સઘળાં દુઃખ દૂર થઈ જશે.

"તમે આ વિષયની બિલકુલ ચિંતા કરશો નહિ. ઇશ્વર તમને ઘણા સુખી કરો. જો તમારાથી બની શકે, તો સાવિત્રીનો વિવાહ કોઇ સારા પાત્ર સાથે કરી દેજો. અંતમાં તમને મ્હારા પ્રણામ.

**—"સતી"—**

\+ \+ \+ \+ \+

# પ્રકરણ ૧૩ મું.

—:x:—

## સતીનો દેહત્યાગ.

પત્ર પૂરો વંચાઇ રહ્યો તો પણ વિશ્વેશ્વર સ્થિર—પાષાણમૂર્તિની માફક ઉભોજ રહ્યો. તેનામાં સહજ પણ વિચારશક્તિ રહી નહિ. તેણે જ્યાં સુધી પત્ર વાંચ્યો ત્યાં સુધી તો તે અનાડી તરનારની માફક અગાધજળમાં ડૂબતો ગયો. એવામાં અંતે તે અતલ જળમાં ઉતરી પડ્યો. હાથ પગ લાકડાના જેવા બની ગયા. તેનામાં જાણે કે સહજ પણ શક્તિ રહી નહિ. તે હાલતો ચાલતો પણ બંધ થઇ ગયો. જો કે તેનાં નેત્રો ખુલ્લાં હતાં તો પણ તે કાંઇ જોઇ શકતો નહિ. તેનું મન નિશ્ચંચળ તથા નિસ્પન્દ થઇ ગયું હતું.

એકાએક ઓરડાની બ્હારથી અન્નપૂર્ણાનો કંઠસ્વર સાંભળવામાં આવ્યો. તે જાણેકે કરુણકંઠથી કહે છે:—"વિશુ—વિશુ !"

પરંતુ વિશ્વેશ્વરનામાં ઉત્તર આપવાની શક્તિ નહોતી. અન્નપૂર્ણાએ ઓરડીમાં પ્રવેશ કરીને કહ્યું:—"વિશુ ! તું ઘરમાંજ છે કે શું ? ત્હેં ગામના કાંઇ સમાચાર જાણ્યા છે ?"

"હા, જાણ્યા છે !"

"તેમ છતાં તું હજી ઉભો રહ્યો છે ? જા જા—જલદી જા—હજી પણ ઉપાય છે."

"શો ઉપાય ?"

"હમણાં ત્હેં કહ્યું કે, સમાચાર જાણ્યા છે ? શા સમાચાર જાણ્યા છે ? રામશંકર શાસ્ત્રીજીનું મકાન પેઢીના માલિકે પોતાના કબજામાં લીધું છે. આજે ત્રણ દિવસથી એ લોકોએ નૉટિસ આપી હતી. કમ-

નસીબે તું પણ ઘેર નહોતી. આપણે એકજ ગામમાં રહીએ છીએ તોપણ એ લોકોનું ઘર એટલું બધું દૂર છે કે, હું કાલે સ્હાંજે ઘેર આવી છતાં આ બાબત મ્હારા જાણવામાં આવી નહિ. રામધનની મા હમણાં જોઇનેજ આવી છે કે, પેઢીના માલિક તથા કેટલાક સિપાહીઓએ શાસ્ત્રીજીનું મકાન ઘેરી લીધું છે. થોડાજ સમયમાં એ જુલ્મી માણસો શાસ્ત્રીજીના કુટુંબને ઘરની બ્હાર કાઢી મૂકશે—અરેરે ! ગરીબ બિચારા શાસ્ત્રીજીનું કુટુંબ રસ્તે રઝળતું અને ભિખ માગતું થઇ જશે. જા—તું જલદી ત્યાં જા—હું પણ આવું છું. ”

વિશ્વેશ્વરે માશીના મ્હોં તરફ નજર કરી તો તેણે જોયું કે, માશીનાં નેત્રોમાંથી અસ્ખલિત અશ્રુધારા વહે છે; આથી વિશ્વેશ્વરની આંખોમાં પણ આંસુ ભરાઈ આવ્યાં. તેણે વિચાર્યું કે, હજી પણ હું જઇશ તો કદાચ કોઇ ઉપાય કરી શકાશે. હજી વિશેષ કાંઇ ન કરી શકાય તો પણ સતીને બચાવી શકાય તેમ છે. વિશ્વેશ્વર માથાપર પગ મૂકીને દોડવા લાગ્યો !

શાસ્ત્રીજીના મકાન પાસે જતાંજ તેણે જોયું કે, મકાનની આસપાસ અસંખ્ય પાડોસીઓ એકઠાં થઇ ગયાં છે. મહાજન તેમજ સિપાહીઓ ઘરમાં પ્રવેશ કરવાનો ઉદ્યોગ કરે છે. અંદરથી હૃદયભેદક રુદન—ધ્વનિ બ્હાર આવતો સંભળાય છે. કેટલાંક પાડોસીઓના આનંદનો તો પારજ નથી. તેઓ કહે છે કે, ‘જેનો અહંકાર આટલો બધો છે તેની આવીજ દુર્દશા થવી જોઇએ ! અરે, અમે તેમની પાડોસમાં હતાં તો પણ તેમણે પોતાની આવી કંગાલ સ્થિતિ સંબંધીની સહેજ પણ હકીકત અમને કહી નથી. ગરીબને આટલો બધો આડંબર રાખવાની શી જરૂર ?’ વિશ્વેશ્વરને જોઇને એક જણે કહ્યું:—

“કેમ ભાઈ ! હવે આપણા હાથમાં શું છે ? તથા આ ભલાં માણસો

પોતાનું દેવું ક્યાંથી ચુકવી શકે તેમ છે ? આપણે એની વચ્ચે પડવાની જરૂર નથી." વિશ્વેશ્વરે આ વાક્યોનો કશો ઉત્તર આપ્યો નહિ. તેના કાનોમાં જાણે કે કોઈ જૂદાજ પ્રકારનો રુદન—ધ્વનિ સંભળાયો. તેને જલદીથી બારણાં તરફ જતો જોઇને સૌને તેને સંમાન તેમજ રસ્તો આપ્યો. તે સાથે સિપાહીઓ પણ એક બાજુએ ખસી જઇને ઉભા રહ્યા.

આંગણામાંથી પસાર થઇને, જે ઓરડામાંથી રુદન—ધ્વનિ આવતો હતો એ ઓરડા તરફ વિશ્વેશ્વર ગયો. ત્યાં જતાંજ તેણે જોયું કે, બારણાંમાં જેઠાણી બેસી રહીને મ્હોટેથી બૂમો પાડીને રડતી હતી. ઓરડાની વચ્ચે બેસીને કાલી તથા સાવિત્રી પણ ધીમે સાદે રડયા કરે છે. જાહ્નવી ચુપકીદીથી ચિંતાગ્રસ્ત સ્થિતિમાં એક બાજુની દિ; વાલ પાસે કોઇને વળગીને બેસી રહી હતી. વિશ્વેશ્વરે ઓરડાની વચ્ચે જઇને કહ્યું:—"સતિ !" આ શબ્દ સાંભળતાંની સાથેજ સૌએ તેના તરફ દૃષ્ટિ કરી. ન્હાનો બાળક કાલી બોલી ઉઠ્યો:—"ઓ વિશ્વેશ્વર-ભાઈ! મ્હારી બ્હેન—મ્હારી બ્હેન—"

વિશ્વેશ્વરે વિકૃતકંઠે પૂછ્યું:—"કેમ, શું થયું છે ?"

"તમે જાણતા નથી કે શું, ભાઇ ? બ્હેન કાંઈ બોલતી નથી! કાકી કહે છે કે એ મરી ગઈ છે !"

વિશ્વેશ્વરના ઘુંટણોનું બળ જતું રહ્યું. તે જાહ્નવીને બળપૂર્વક સતીનાથી દૂર ખસેડવા લાગ્યો. આ સમયે જાહ્નવી મ્હોટેથી બોલી ઉઠી:—"કોણ છે ? નિર્દય ! અહિંથી દૂર જા—હમણાં નહિ—થોડા સમય પછી હું મ્હારી જાતેજ તેનાથી દૂર બેસીશ. હમણાં મ્હને થોડા સમય સુધી તેને મ્હારી છાતી સરસી દબાવા દે."

"આ ! હું વિશ્વેશ્વર છું. મ્હને એક વખત તપાસ કરવા દ્યો. જો હજી પણ બચાવી શકાય તેમ હોય તો–"

જાહ્નવી કાંઇક શુદ્ધિમાં આવી. તેણે વિશ્વેશ્વર તરફ જોઇને કહ્યું:–"કોણ છે? ભાઇ–બેટા વિશ્વેશ્વર! શું તું મ્હારી સતીને આશ્રય આપવાને આવ્યો છે? આજે શું મ્હારી સતીનો વિવાહ છે? શું મેં તેનો એક બુઢ્ઢાની સાથે વિવાહ નહોતો કર્યો? શું મ્હારી સતી ઝેર ખાઇને મરી ગઈ નથી? ત્યારે શું હું સ્વપ્ન જોઉં છું? આવ બેટા! આવ."

વિશ્વેશ્વરે મહાકષ્ટે જાહ્નવીને એક બાજુએ ખસેડીને જોયું તો સતી બન્ને હાથોમાં મ્હોં છુપાવી ઉલટી પડી હતી. વિશ્વેશ્વર તેને સ્પર્શ કરવાનું સાહસ કરી શક્યો નહિ. જાણે કે સતી કોઈ મહાન ચિંતામાં નિમગ્ન હતી–કોઈ મહાયોગની સમાધિમાં સૂઇ રહી હતી. જાણે કે એ સમાધિનો ભંગ કરનાર ગુન્હેગારને ભસ્મિભૂત થવું પડશે. વિશ્વેશ્વરનો સંકોચ જોઇ સાવિત્રી ઉઠીને તેની પાસે આવી. બન્ને હાથથી સતીને પકડીને તેણે તેનું પાસું ફેરવ્યું. પછીથી રુદ્ધ કંઠે તેણે કહ્યું:–"જુઓ જોઇ લ્યો, હવે બિલકુલ આશા કે ભરોસો નથી! બ્હેન તો ક્યારનીય આ સંસારનો ત્યાગ કરી, અમને રડતાં કકળતાં મૂકી ચાલી ગઇ છે."

આમ છતાં વિશ્વેશ્વરને તો જાણે એમજ માલુમ પડતું હતું કે, જાણે સતી હજી જીવતી છે! તેણે શીતળ નાક પાસે આંગળી લઈ જઇને જોયું, તો કાળી પડી ગયેલી આંખો ઉઘાડી જોઇ. મ્હોંમાં આંગળી નાખી જીભની ગરમી જોવાનો વિચાર કર્યો; પરંતુ કાંઇ નહોતું. સમસ્ત શરીર શીતળ થઇ ગયું હતું. તેણે સજ્જાનયને કહ્યું:–"શરીર તદ્દન ઠંડું થઈ ગયું છે, હવે કાંઈ નથી!"

"વિશુ ! ભાઇ ! શા માટે હવે વિના કારણ મહેનત કરે છે ? મ્હારી સતી અમને રડતાં કકળતાં જોઇને શાન્તિ ધારણ કરી રાખે એવી નિર્દય નથી. જ્યાં સુધી તે દુઃખ વેઠીને બચી હતી ત્યાં સુધી તેણે કોઇની પણ આગળ પોતાનું દુઃખ પ્રદર્શિત કર્યું નથી. આજે જ્યારે તેનાથી વિશેષ દુઃખ વેઠી શકાયું નહિ ત્યારે તે અમને રડતાં કકળતાં મૂકીને ચાલી ગઇ. આજે પણ તેણે કોઇને એટલું કહેવાનો અવસર આપ્યો નહિ કે, હજી થોડા દિવસ શાન્તિ ધારણ કરી રાખ. બેટા ! હમણાં થોડા સમયને માટે મને મ્હારી પ્રાણાધિકા પુત્રીને ભેટી રહેવા દે. જીવનપર્યંત દુઃખાગ્નિથી બળી બળીને તે ખાક થઈ ગઇ હતી. આજે તેનો એ ભયંકર દુઃખાગ્નિ હોલવાઇ ગયો. મ્હારી સતી આવી નિશ્ચિંતતાથી તેના સમસ્ત જીવનમાં કદાપિ સૂઈ રહી નહોતી. આજે મ્હારી વ્હાલી પુત્રી સ્વસ્થ મનથી તેમજ સ્વસ્થ શરીરથી સૂઈ રહી છે. મ્હારો જીવ તેને જોયા કરવાનીજ ઇચ્છા રાખે છે."

આખું ઘર લોકોથી ભરાઈ ગયું. "આ શું થયું ? કેવી રીતે થયું ? કેવી રીતે મરી ગઇ ? શું ખાઇને મરી ગઇ ? શું કોઇએ કાંઇ ઠપકો આપ્યો હતો ?" ઇત્યાદિ પ્રશ્નો ચારે તરફથી થવા લાગ્યા. લોકોના કોલાહલ તથા ઉત્સાહસૂચક આંદોલનથી આ સમયે જોગણીને પણ ચૂપ થઇ જવું પડયું. તપાસ ચલાવનારા પરોપકારી લોકો તરેહ તરેહના તર્કવિતર્ક કરવા લાગ્યા. તપાસ કરતાં સતીની ચોળીના ખિસ્સામાંથી એક શીશી અને એક કાગળનો ટુકડો મળી આવ્યો. કાગળમાં તેણે લખ્યું હતું કે, "મ્હેં મ્હારી ઇચ્છાથીજ આત્મહત્યા કરી છે. મ્હારી બા, બ્હેન, ભાઈ અગર તો કોઈ આત્મીય સ્વજન આ સંબંધી કાંઈ પણ જાણતાં નથી.—સતી."

બ્હારથી પેઢીના માલીક અને તેના માણસોએ કહ્યું:—“ ઠીક છે, રહેવા દ્યો. આજે ઘરનાં માણસો સંકટમાં પડયાં છે ! અમે આજે તો જઇએ છીએ; પરંતુ આવતી કાલે અમારા રૂપિયા લીધા સિવાય અમે પાછા જનાર નથી. ”

આ વાકયોનો ઉત્તર કોઇએ આપ્યો નહિ. વિશ્વેશ્વરે જોયું કે અન્નપૂર્ણા જાહ્નવીની શુશ્રુષા કરી રહી છે, અને વચ્ચે વચ્ચે તે સતીના લલાટ તથા વક્ષ:સ્થળને તપાસી જુએ છે. તેણે વિશ્વેશ્વરને પોતાની પાસે બોલાવ્યો, તથા તેના હાથમાં કેટલીક નોટો આપીને કહ્યું:—“ એ લોકોને રૂપિયા આપીનેજ વિદાય કરી દે કે જેથી તેઓ કાલે ફરીથી આવે નહિ.”

વિશ્વેશ્વરે પેઢીના માલિકને એકાન્તમાં લઇ જઇને તેનો હિસાબ કરી નાખ્યો. તેને વ્યાજ સાથે પોતાના રૂપિયા મળી ગયા. એટલા માટે મોર્ટગેજના કાગળ ઉપર વસુલાત લખી આપીને, કાગળ વિશ્વેશ્વરના હાથમાં મૂકી એ લોકો ચાલ્યા ગયા. કાગળને વિશ્વેશ્વરે પોતાની પાસેજ રાખ્યો.

તેને ઘરમાં આવતો જોઇને લોકો ચારે તરફથી પ્રશ્નો પૂછવા લાગ્યા. એટલે વિશ્વેશ્વરે તેમનું એમ કહીને સમાધાન કર્યું કે, બિચારો પેઢીનો માલિક ભલો માણસ હતો; તેથી તેણે થોડા દિવસને માટે શાન્તિ રાખવાનું કબૂલ કર્યું છે; પરંતુ આથી લોકો એક પ્રકારે નિરાશ થયા. તેમણે લાચાર થઇને કહ્યું:—“ ફોજદારને ખબર આપ્યા સિવાય ચાલશે નહિ. અમે ખબર પહોંચાડી છે. ફોજદાર સાહેબ આવતાજ હશે. તારાપુરના ડૉકટર સાહેબ પણ હમણાં આવી પહોંચશે. ” વિશ્વેશ્વર ચૂપ બેસી રહ્યો.

ડૉકટર અને ફોજદાર સાથેજ આવી પહોંચ્યા. વિશ્વેશ્વરને જોતાંજ

તેમણે તેને ઘણું માન આપ્યું. વિશ્વેશ્વર પણ તેમને યોગ્ય માન આપીને તેમની સાથે સાથે ઘરમાં ગયો. એ સમયે વિશ્વેશ્વરનું મ્હોં લેવાઇ ગયું હતું. ડૉકટર ચૂપકીદીથી મૃતદેહની પરીક્ષા કરવા લાગ્યા, તથા ફોજદાર દવાની શીશી અને કાગળનો ટુકડો લઇને જોવા લાગ્યા. વિશ્વેશ્વરે જોયું કે, સતીનું શાન્ત નિદ્રાચ્છિન્ન મુખ જાણે કે લજ્જા તેમજ ઘૃણાથી મલિન બની ગયું છે. પ્રશાન્ત શુભ્ર લલાટપર આશંકાની નીલ છાયા છવાઈ ગઇ છે. લાજ રાખવાને માટે સતી જાણે કે મનમાં ને મનમાંજ ઇશ્વરનું સ્મરણ કરી રહી છે. વિશ્વેશ્વરે બીજી બાજુ તરફ પોતાનું મ્હોં ફેરવી દીધું.

અન્નપૂર્ણાએ વિશ્વેશ્વરની પાસે આવીને તેના કાનમાં ધીમે ધીમે ઘણી વાત કહી; પરંતુ વિશ્વેશ્વર એ વાત માત્ર સાંભળીજ રહ્યો. કોઈ વાત કહેવાની અગરતો ઉત્તર આપવાની શક્તિ તેનામાં નહોતી. આ સમયે ડૉકટરે કહ્યું:—"વિશ્વેશ્વરભાઇ !" વિશ્વેશ્વર ડોકટરની પાસે ગયો.

"આ બાળાને મરી ગયાને ઘણો વખત થયો છે, એમ જણાય છે કે, માલીશની દવાણાં 'બેલાડોના' મેળવેલું હતુ. એ દવા પીને આ બાળિકાએ આત્મહત્યા કરી છે."

ફોજદાર સાહેબે કહ્યું:—"આ દવા કોના દવાખાનામાંથી આવી છે ? શીશીના ઉપર સત્યપ્રસાદના દવાખાનાનું નામ છે; પરંતુ દવા આવી કેવી રીતે ?"

જેઠાણી વચ્ચે બોલી ઉઠી:—"જાહ્નવી બહુ બિમાર હતી. તેને ઘણું દર્દ થતું હતું; તેથી આ દવા માલીશ કરવાને માટે મંગાવી હતી. દર્દ મટી જતાં દવા ઘરમાંજ પડી રહી હતી."

વિશ્વેશ્વર સમજી ગયો. તે ડૉકટર તથા ફોજદારના મ્હોં તરફ જોઇ રહ્યો. આથી ડૉકટરે વિશ્વેશ્વરના મનને તપાસી જોવાની ખાતર

કહ્યું:—“ અમારું કર્ત્તવ્ય તો મુડદાને હૉસ્પિટલમાં પહોંચાડવાનું છે; હવે આપ શું કહો છો ?”

વિશ્વેશ્વર કંપી ઉઠ્યો. મિષ્ટ સ્વરે તેણે કહ્યું:—“ તે સિવાય બીજો કોઈ ઉપાય હોય તો કહો. મ્હારાથી બની શકશે ત્યાં સુધી હું આપને સંતુષ્ટ કરીશ. આપ આ પ્રકારને મ્હારા ઘરનોજ પ્રકાર સમજજો, શું આવા સંકટમાં આપ મ્હને સહાયતા નહિ કરો ?”

“ મ્હને કાંઈ હરકત નથી—હું તો સ્વાભાવિક મૃત્યુનો રિપોર્ટ લખી આપવાને પણ તૈયાર છું. આપ ફોજદાર સાહેબને રાજી કરી લેજો.” ડૉક્ટરે ઉત્તર આપ્યો.

ફોજદારને હાથમાં લેતાં વિલંબ લાગ્યો નહિ. “ હૃદયના રોગથી મૃત્યુ થયું છે. ” એમ લખવામાં આવ્યું. ફોજદાર અને ડૉક્ટર ચાલ્યા ગયા. ગામના લોકો લાચાર તેમજ નિરાશ થઈ જઇને વિવિધ પ્રકારની વાતચિત કરતા ચાલ્યા ગયા. કોઈ કોઇ વિશ્વેશ્વરની સાધુતા દર્શાવવાને માટે તેની પ્રશંસા કરવા લાગ્યા, તથા આ વાતનું પ્રમાણ આપવા લાગ્યા કે, ‘આ સમયે મ્હારો હાથ ઘણો તંગીમાં હતો. જો મ્હારા હાથમાં કાંઇ પણ હોત તો અત્યાર સુધી હું ચૂપ રહેત કે ? ફોજદારને કાંઇ આપીને સઘળી ખટપટનો અંત લાવત. કોઇના કાન સુધી ‘આત્મહત્યા’ શબ્દ પહોંચતજ નહિ.’ કોઈ કોઇ કહેતા કે:—‘અરે ! આ સઘળી તેની માશીની ખટપટ છે, તેઓ ઘણાં ભલાં છે. તેઓ ન હોત તો આ મખ્ખીચુસના છોકરાથી શું થવાનું હતું ?” ત્યારે કેટલાક માણસો બીજાજ પ્રકારની વાતચિત કરતા કરતા ગંભીરતાથી શિર ઝુકાવતા ઝુકાવતા પોતાને ઘેર જઈ પહોંચ્યા; કેમકે તેઓ ત્યાં હાજર રહે તો તેમને મુડદું ઉપાડવાની તકલીફ વેઠવી પડે !

વિશ્વેશ્વર પોતાના ત્રણ નોકરોને બોલાવી લાવ્યો, તથા તેમને

બારણામાં ઉભા રાખી તે ઘરમાં ચાલ્યો ગયો. ત્યાં જઇ અન્નપૂર્ણાના મ્હોં તરફ જોઇને એક બાજુએ ચૂપ ઉભો રહ્યો. અન્નપૂર્ણા સમજી ગઇ—તેણે ખેદપૂર્ણ ગંભીર સ્વરે જાહ્નવીને કહ્યું:—"વહુ ! સતીને હવે તેના પિતાની પાસે પહોંચાડવી પડશે. આપણે તેનું દુઃખ એક દિવસને માટે પણ દૂર કરી શક્યાં નથી તેથી તે હવે તેના પિતાની પાસે જાય છે. વહુ ! પુત્રી તો જન્મથીજ પારકા ઘરની વસ્તુ છે. સતીને તેના પતિની પાસે—"

"બ્હેન ! એમ ન કહો ! એમ ન કહો !! મ્હારી સતી કુમારિકા છે. મ્હેં ક્યારે તેનો વિવાહ કર્યો હતો ? મ્હારી કુમારિકા પુત્રી એમની (શાસ્ત્રીજીની) પાસે જશે. બ્હેન ! સતીએ જે વસ્ત્ર પહેર્યું છે તે કાઢી નાખો. તેને તેની બાલ્યાવસ્થાનું એક અતિપ્રિય વસ્ત્ર છે તે પહેરાવો. થોડી બંગડીઓ પણ પહેરાવો હું મ્હારી સતીને તેમની પાસે વિધવાના વેષમાં જવા દઉં તો તેઓ ( શાસ્ત્રીજી ) મ્હને શું કહે ?—"

અન્નપૂર્ણા સમજી ગઇ કે, આ સમયે જાહ્નવીને કાંઇ સમજાવી શકાય તેમ નથી, એટલે તેણે સાવિત્રીને કહ્યું:—"સાવિત્રિ ! અહિં આવ, અને આને જરા સંભાળ." સાવિત્રી દોડતી આવી, તથા સતીના મૃતદેહને વળગી પડીને આર્ત્તકંઠે તેણે કહ્યું:—"ફોઇ ! મ્હારી બ્હેન ક્યાં જશે ? એતો કદાપિ કોઇ પણ સ્થળે જતી નહિ, તો પછી આજે શા માટે તે જશે ? અમારો ત્યાગ કરીને તે ક્યાં જશે ?"

થોડા સમય પછી અન્નપૂર્ણાએ કહ્યું:—"વહુ ! શું કરે છે ? સતી ગઇ છે તે હવે પાછી આવનારી નથી—હવે આ બાળબચ્ચાંને સંભાળો."

હવે જાહ્નવી ઉઠીને બેઠી થઇ. તેણે ઘુમટો ખેંચીને મ્હોં ઢાંકી

લીધું, તથા સાવિત્રીને એક બાજુએ ખસેડી નાખી. ફરીથી તે પાછી સતીની લાસને પોતાના ખોળામાં લઇને તેના મ્હોં તરફ એક નજરે નિહાળવા લાગી. મ્હોં ઉપર મૃત્યુની સઘન છાયા છવાઈ રહી હતી. તે તેના ઠંડા ગાલને ચુંબન કરતી કરતી કહેવા લાગી:-"બ્હેન ! સતી! હાય હાય તું જાય છે? ઠીક તો જા! મ્હારી પાસે રહીને ત્હેં ઘણું કષ્ટ વેઠયું છે. હવે તેમની પાસે જા. અને ન્હાની સતી બનીને સુઈ જા: પરંતુ પ્રાણાધિક બ્હેન ! એક વખત-છેલ્લી વખત મ્હને પણ બા કહીને બોલાવતી જા. હાય ! કાલે રાત્રે મ્હારા પગો પાસે પડી રહીને તું મ્હારા પગ દાબતી હતી. તે સમયે હું જાણતી નહોતી કે, તું મ્હને છોડીને ચાલી જઇશ. જો હું જાણતી હોત તો તેજ વખતે તને 'બા' કહીને બોલાવવાને કહેત. બ્હેન ! તું શું હમ્મેશાંને માટે મ્હને એકલી મૂકીને ચાલી જાય છે? જા બ્હેન ! જા. વિશ્વેશ્વર ! ભાઈ ! સતીને લઇ જાઓ." જાહ્નવીએ જાણે કે વિશ્વેશ્વરના ચરણોમાં પોતાની કન્યાને સમર્પણ કરવાને માટે તેનો દુબળો તેમજ પાતળો દેહ બન્ને હાથમાં ઉપાડી લીધો, તથા પૂર્વોક્ત ત્રણે બ્રાહ્મણો તેના હાથમાંથી મુડદાને ઉંચકી બ્હાર લઇ ગયા. વિશ્વેશ્વર પણ ચૂપકીદીથી તેમની પાછળ પાછળ જવા લાગ્યો. સાવિત્રી દોડતી દોડતી આવી, તથા તેના પગો પાસે દીવાનીની માફક પછડાઇ. તે કરુણાજનક સ્વરે કહેવા લાગી:-"ભાઈ ! વિશુભાઈ ! હું તમારા પગે પડું છું. મ્હારી બ્હેનને તમે ન લઇ જશો. એ લોકોને કહો કે તેઓ મ્હારી બ્હેનને અહિંજ રાખીને ચાલ્યા જાય. શું તમારા હૃદયમાં થોડી ઘણી પણ દયા નથી? મ્હારી બ્હેનને અમને પાછી આપી દ્યો-તેને છોડી દ્યો."

વિશ્વેશ્વર આર્ત્તકંઠે રડવા લાગ્યો. તેણે કહ્યું:-"માશી !"

અન્નપૂર્ણા બ્હાર આવી, તથા સાવિત્રીને ઘણી જબરદસ્તીથી

ઘરમાં લઈ ગઈ. તેણે તેને બળાત્કારથી જાહ્નવીના ખોળામાં બેસાડીને કહ્યું:—"વહુ ! આને સંભાળો. નહિ તો તેની સાથે આ પણ ચાલી જશે. વહુ ! જુઓ, આના મ્હોંમાંથી ફીણ નીકળે છે. એનું મ્હોં પાણીથી ધોઈ નાખો. કાલી! મ્હને પંખો આપ જોઇએ ભાઈ !"

જાહ્નવીએ સાવિત્રીને છાતી સરસી ચાંપીને કહ્યું:—"સાવિત્રિ ! સાવિત્રિ ! !"

"બા ! બ્હેન ! બ્હેન! બ્હેન ક્યાં ગઈ ?"

વિશ્વેશ્વર કાલીને સાથે લઇને નદીના કિનારે આવેલા સ્મશાનમાં ગયો. બે બ્રાહ્મણો સતીની ફૂલ જેવી લાસને સ્મશાનમાં લઈ ગયા ! ત્યાં ચિતા તૈયાર કરવામાં આવી. શબને સ્નાન કરાવવામાં આવ્યું. તેને નવું વસ્ત્ર પહેરાવવામાં આવ્યું, તથા કાલીની માર્ફત ચિતામાં અગ્નિ મૂકાવવામાં આવ્યો. વૃદ્ધ ચંદ્રશંકર કાલીને દૂર લઇ ગયા, અને તેને વિવિધ પ્રકારની હકીકત સમજાવવા લાગ્યા. વિશ્વેશ્વર એક વૃક્ષના થડને અઢેલીને મલિન મુખે તેમજ ચિંતાતુર ચિત્તે બેસી રહ્યો હતો. સતીના હૃદયમાંથી અગ્નિના ભડકા નીકળીને 'હુ હુ હુ ! ધુ ધુ ધુ !' અવાજ કરી રહ્યા હતા.

* * * * *

—(૦)—

# પ્રકરણ ૧૪ મું.

—૦—

## પાષાણપર ઉપદેશરૂપ જળસિંચન !

અન્નપૂર્ણાએ જાહ્નવીને થોડા દિવસ સુધી પોતાને ઘેર રહેવા આવવાનો ઘણો આગ્રહ કર્યો; પરંતુ જાહ્નવી કોઈ પણ રીતે કબૂલ

થઈ નહિ. તેણે કહ્યું:—“બ્હેન! મ્હને અહિંજ રહેવા દ્યો. આ ઘર-માંજ તેઓ મરી ગયા છે, અને મ્હારી સતી પણ મરી ગઈ છે. આજ ઘરમાં સતીનો આત્મા મ્હારી પાસે આવીને મ્હને “બા બા” કહીને બોલાવશે; માટે આ ઘરને છોડી હું કોઇ પણ ઠેકાણે આવીશ નહિ.”

લાચારીથી અન્નપૂર્ણાદેવીનેજ જાહ્નવીને ત્યાં થોડા દિવસ સુધી રાત્રે રહેવું પડયું. આ સમયે જેઠાણી પોતાની દૂરની વિસ્મૃત થઈ ગયેલી બ્હેનના છોકરાને ત્યાં ચાલી ગઈ હતી!

અત્યાર સુધી તેમનો સંબંધ એક પ્રકારે જોવા જતાં તૂટી ગયેલોજ હતો; પરંતુ કોણ જાણે કે શાથી જેઠાણીએ ચતુરાઇથી એ સંબંધ પાછો સાંધી દીધો. જીવની આગળ માન અપમાન કાંઈ હિસાબમાં નથી. જેઠાણીને એવો ભય હતો કે, શાસ્ત્રીજીના મકાનમાં જો તે હવે સૂઇ રહેશે તો સતીનું ભૂત આવીને તેમની ગરદનપર ચઢી બેસશે! તેમને એવો ચોક્કસ નિશ્ચય થઇ ગયો હતો કે, સતી મરી જઇને ભૂત થઈ છે, અને વારંવાર ઘરમાં ઘુમ્યા કરે છે! જો કદાચ સાક્ષાત્ બ્રહ્મા આવીને આ વાતને ખોટી કહે તો પણ જેઠાણી એ વાત ખોટી માને તેવી નહોતી. સદાની સુખ દુઃખની ભાગીદાર બેનીને, આવા સંકટ સમયે જાહ્નવીને હિમ્મત આપવાને માટે, તેની પાસે આવીને રહેવું પડયું.

ચોથે દિવસે કાલીએ વિધિ અનુસાર શ્રાદ્ધ કર્યું. વિશ્વેશ્વરે જાહ્નવીના કહેવાથી સતીની શૉકયના પુત્રને તેના મૃત્યુવર્ત્તમાન, તથા રૂપિયા પૈસા મોકલી આપ્યા, અને પછી કાલીને હાથેજ શ્રાદ્ધ કરાવ્યું. જાહ્નવીને વિશ્વાસ હતો કે, એમ કર્યા વિના સતિની તૃપ્તિ થશે નહિ.

વિશ્વેશ્વર દીવાનો બની ગયો હતો. ભયંકર સંકટથી મનુષ્યનું

હૃદય જે પ્રમાણે વ્યાકુળ બની જાય છે તેમજ તેનું થયું. એકાએક એક દિવસે તેને યાદ આવ્યું કે, સતીના લોહીથી રંગાયલી પેલી નોટો લઇને પાપિષ્ઠ નરેન્દ્રનાથને પાછી પહોંચાડી દેવી જોઇએ, કે જેથી એ પાપનું ધન વધારે વખત સુધી સાવિત્રી પાસે ન રહે. સાવિત્રી જાણુતી નહોતી કે એ ધનની કિમ્મત કેટલી છે !

એક દિવસે વિશ્વેશ્વર નદીપર ફરવા ગયો ગયો હતો. ત્યાંથી તેણે દૂર આવેલા સ્મશાન તરફ દૃષ્ટિ કરી જોઇ. તેને એમ લાગ્યું કે, જાણે કે એ નિરંતર સળગતો અગ્નિ હજી પણ ભડભડાટ કરતો સળગી રહ્યો છે. હજી પણ જાણે કે આ ચિતાપર સુઇ રહેલી સતી 'હુ હુ હુ' કરતી શ્વાસ લઇ રહી છે.

વિશ્વેશ્વરને ભય લાગ્યો. તે નદી કિનારાનો ત્યાગ કરી ગામ તરફ જવા લાગ્યો, તથા ઘણા સમય સુધી તે ગામની ગલીકુંચીઓ-માંજ ફર્યો.

એક દિવસે એ ગામના કેટલાક શોખીન ગૃહસ્થોની બેઠક ઘણી ગુલજાર બની હતી. એ ગૃહસ્થો શુદ્ધ પક્ષની દશમીની ચાંદનીમાં, ખિ-લેલાં પુષ્પોના મીઠા મીઠા સુગંધયુક્ત વાયુનો આનંદ લેતાં લેતાં તન્મય બની ગયા હતા. તબલા તેમજ હાર્મોનિયમની સાથે સાથે બેહાલા યંત્ર પણ વાગી રહ્યું હતું. ગાયનનો પણ બંદોબસ્ત કર્યો હતો. વિશ્વેશ્વરે આંખો વિકાસીને જોયું, અને વિચાર્યું કે, " જ્યારે પૃથિવી આવી સૌંદર્યમયી છે ત્યારે પછી મનુષ્યને આટલું બધું દુઃખ કેમ છે ? કોઇ સુખના અગાધ સમુદ્રમાં ગોથાં મારે છે તો કોઇ ક્ષુધા તૃષ્ણાથી દેહત્યાગ કરે છે. આમ કેમ બને છે ? મનુષ્યજાતિ એક બીજાની તરફ જોતી કેમ નથી ? એક બીજાનું દુઃખ સમજતી કેમ નથી ? ત્યારે શું પૃથિવીનો આ આનંદ, ઉલ્લાસ, શોભા તથા ઐશ્વર્ય

એ સઘળું પૈશાચિક હાસ્ય છે ! અંતરનું દુઃખ છુપાવવાનેજ પૃથિવીની આ બનાવટી શોભા છે ! પરંતુ આ તદ્દન નિષ્ફળ છે.” વિશ્વેશ્વરને આ ગાનતાન ઠીક લાગ્યું નહિ; તેથી તે ઘણે દૂર ચાલ્યો ગયો કે જ્યાં ગાનતાનનો ઉત્કટ ધ્વનિ મસ્તકને પીડા પહોંચાડી શકતો નહોતો. એ જગ્યાએ વિશ્વેશ્વરના સાંભળવામાં એક કરુણસંગીત આવ્યું. આ સંગીત તે સ્પષ્ટતાથી સાંભળી શકતો હતો. કોઈ ગાઈ રહ્યું હતું કેઃ—

( ગઝલ )

“ આવો પ્રભુ ! સુરધામથી ઉરદેશમાં આવો,
આવો ઉરે આનંદના આદેશ ઉઠાવો. આવો.
આ દર્દ દિલની દાહથી દીન દાસ બચાવો,
જલતી જીગરની આગને પ્રભુદેવ બુઝાવો. આવો.
કરી પોકાર વાર વાર શરણુ માગું છું,
જન્મ મરણ તરણ ચરણ શરણ સુહાવો. આવો.
તૃષાથી હૃદય તરફડે ઘનતિમિર છવાયાં,
પ્રકાશી પ્રેમ આંખડી કંઈ જ્યોતિ જગાવો. આવો.
પૃથ્વીની પાપવાસના ન પ્રેમ પિછાને,
ત્યાં મધુર દિવ્ય પ્રેમની રસરેલ વહાવો. આવો.
કંકર અને કંટક ભર્યા પથ સ્વચ્છ બનાવો,
ત્રિલોક પુનિતકારી પ્રભુ પ્રેમ બિછાવો. આવો.
પવિત્ર આત્મતેજથી પૂર્યાં નથી અવાસ,
પાપ તિમિરભેદી નયનમૂર્ત્તિ નચાવો. આવો.
રોયો હું દિવસ રાત નયન પૂર વહાવી,
વરે હૃદયના તાર રસ સિતાર ગજાવો. આવો.

કૃપાનું વારી સીંચી ચરણદેશ સ્વીકારો,
જલતા જીગરની આગ પ્રભો ! આજ બુઝાવો. આવો.

સીંચીને સુધાધાર હ્રદય જહર નિવારો,
પ્રેરી વસન્તાનિલને મધુર લહરી વહાવો. આવો.

આટલેથી સંગીત અટક્યું; પરંતુ સંગીતનું તાન ચારે દિશામાં જાણે કે ઘેરાયલુંજ રહ્યું. આ સંગીત સાંભળવામાં આવતાં વિશ્વેશ્વરનાં નેત્રોમાં આંસુ ભરાઇ આવ્યાં. ત્યારે શું આ પૃથિવીમાં પ્રેમ છેજ નહિ ? કોણ કોના ચરણદેશમાં જીવન સમર્પણ કરી ચૂપકીદીથી મરી જાય છે તેની ખબર કોણ રાખે છે ? સતીએ જે પ્રકારે પોતાને ઉત્સર્ગ કરી રાખી હતી તે પ્રકાર હું જાણતો હતો કે ? મ્હને નમસ્કાર કરીને તે આ સંસારમાંથી ચાલી ગઈ; પરંતુ તેના આત્માને તેની ઇચ્છિત વસ્તુ મળી કે ? કરુણાની સમવેદનાથી મ્હારું આ હ્રદય વ્યાકુળ બની ગયું છે. એજ સમવેદનાને તે રુંધાતી હતી કે શું ? આ શું તેજ પ્રેમ છે ? જ્યારે આવી સુશીલા ધૈર્યમયી સુંદરી ભૂખ, સંકટ, ચિન્તા તેમજ **ભાગ્યદેવીની ભયંકરતાથી** અપાર દુઃખ ભોગવીને એક પણ પુરુષ ઉપર તેને કાંઇ કહ્યા કર્યા સિવાય સ્નેહ રાખીને આવી રીતે પ્રાણત્યાગ કરે ત્યારે શું એ પુરુષ ( હું ) પણ રુદન કર્યા સિવાય રહી શકે કે ? શું તેના હ્રદયમાં પણ ભયંકર વ્યથા નથી થતી કે ? જ્યારે એક કરુણારસિક પુસ્તક વાંચતાં હ્રદય દુઃખથી વ્યાકુળ બની જાય છે, ત્યારે આવો દયાજનક દેખાવ પ્રત્યક્ષ જોવામાં આવતાં જેનાં નેત્રોમાં આંસુ ન આવે એવો નિર્દય કોણ છે ? આ શું પૃથિવીનો પ્રેમ છે ? ત્યારે શું આ સંસારમાં પ્રેમ નથીજ ? સતિ ! તું આ સંસારમાંથી ચાલી ગઇ તે ત્હેં ઠીકજ કર્યું છે.

ગાન બંધ થઇ ગયું હતું તો પણ જાણે કે તેના કરુણાપૂર્ણ તાનના હજી સુધી ભણકારા વાગતા હતા. દુઃખથી હૃદય દ્રવિભૂત થઇ રહ્યું હતું.

થોડા સમય પછી વિશ્વેશ્વર ધીમે ધીમે આગળ જવા લાગ્યો. થોડે દૂર જતાં તેણે જોયું કે, સ્હામેજ રામશંકર શાસ્ત્રીનું જીર્ણ ઘર પ્રકાશિત ચાંદનીમાં વિધવા સ્ત્રીની માફક સફેદ વસ્ત્ર પહેરીને ઉભું રહ્યું હતું. ધીમે ધીમે તે શાસ્ત્રીજીના મકાન પાસે જઇ પહોંચ્યો. તેણે જોયું કે તુળસીના ચોતરા ઉપર સળગતો દીપક મૂકીને કોઇ સ્ત્રી બેઠી છે. એ સ્ત્રી કોણ છે? શું એ સતી છે? લાગે છે તો સતી જેવીજ. એવાજ વિખરાયલા વાળ છે, દુર્બળ પાતળું શરીર છે, જુનાં ફાટયા તૂટયાં વસ્ત્રો છે, ઉદાસ તેમજ પીળો ચ્હેરો છે! સઘળું સતીના જેવુંજ છે. વિશ્વેશ્વરને એમ લાગ્યું કે હું મ્હોટેથી 'સતી' કહીને તેને બોલાવું; પરંતુ તેનાથી એક પણ અક્ષર ઉચ્ચારી શકાયો નહિ. તે ચૂપકીદીથી ઉભોજ રહ્યો.

જે સ્ત્રી તુળસીના ચોતરાની પાસે બેઠી હતી તે ધીમે ધીમે ઉઠીને ઉભી થઇ, તથા તેણે પોતાનાથી થોડે દૂર વિશ્વેશ્વરને શાન્તિથી સ્થિર ઉભો રહેલો જોઇને આશ્ચર્યમાં પડી જઇને કોમળ કંઠે કહ્યું:— "કોણ છે?" હવેજ વિશ્વેશ્વર સમજી શકયો કે એ સતી નહિ; પરંતુ સાવિત્રી છે.

"કોણ છે—વિશ્વેશ્વરભાઇ! અત્યારે કેમ આવ્યા? બાને બોલાવું કે?" સાવિત્રીના આ કરુણાપૂર્ણ નમ્ર શબ્દો સાંભળવામાં આવતાં વિશ્વેશ્વરનાં નયનોમાં આંસુ ભરાઇ આવ્યાં. તેણે ધીમેથી કહ્યું:— "ના, મ્હારે ત્હારુંજ કામ છે." સાવિત્રી ચૂપ રહી.

"ત્હારી બ્હેન તને કાંઇ આપી ગઇ છે?"

"હા—ઘણી નોટો આપી ગઈ છે—તેને રસ્તામાંથી એ નોટો જડી હતી."

"એ બધી નોટો રાખી મૂકી છે કે એમાંથી કાંઈ ખરચ કર્યું છે ?"

"એક પૈસાનું પણ ખરચ કર્યું નથી."

"ઠીક ત્યારે—તું એ બધી નોટો મ્હને લાવી આપ."

સાવિત્રી ઘરમાં ચાલી ગઈ. તેણે થોડા સમય પછી નોટોનું એક પડીકું લાવીને વિશ્વેશ્વરના હાથમાં આપી દીધું. એ નોટો પોતાના હાથમાં લેતાં વિશ્વેશ્વરનું હૃદય કંપી ઉઠ્યું હતું; પરંતુ સાવિત્રીના મનમાં કોઈ પણ પ્રકારનો સંદેહ ન ઉપજે એટલા માટે તેણે ચૂપકીદીથી એ પડીકું લઈ લીધું, તથા પછીથી તેણે પૂછ્યું:—"ત્હારાં બાને આ નોટોની વાત માલૂમ છે કે નહિ ?"

"ના, હજી સુધી મ્હેં આ વાત બાને કહી નથી. એક બે દિવસમાં કહેવાનો વિચાર હતો."

"નથી કહી એજ ઠીક કર્યું છે—હવે તું તેમને આ વાત કહીશજ નહિ. જેની નોટો ત્હારી બ્હેનને મળી આવી હતી તેને હું આ નોટો પાછી પહોંચાડનાર છું."

સાવિત્રીએ મસ્તક હલાવી પોતાની સંમતિ દર્શાવી. વિશ્વેશ્વરે તેની માશી અન્નપૂર્ણાના મુખે સાંભળ્યું હતું કે, સાવિત્રી ઘણી ઉદાસ બની ગઈ છે—તે ઉઠતી નથી, ખાતી નથી તથા કોઈની સાથે વાતચિત સુદ્ધાં કરતી નથી. જાહ્નવીએ તેને ઘણુંય સમજાવી; પરંતુ તેનું કાંઈ ફળ ફળ્યું નહિ. તેથી આ સમયે વિશ્વેશ્વરે વિચાર્યું કે, 'તેની સાથે થોડી વાતચિત કરી તેને હિમ્મત આપું.' આવો વિચાર કરી તેણે પૂછ્યું:—"સાવિત્રિ ! તું ત્યાં બેસી રહીને શું કરતી હતી ?"

"હું તુળસીના ચોતરા ઉપર દીવો મૂકવાને ગઈ હતી."

"મ્હેં તો તને હાથ જોડીને કાંઇ બોલતાં જોઈ હતી."

સાવિત્રીએ મસ્તક નમાવી મૃદુસ્વરે કહ્યું:—"મ્હેં સાંભળ્યું છે કે, આત્મહત્યા કરનાર મનુષ્યની સદ્દગતિ થતી નથી; તેથી ભગવાનના નામપર દીવો સળગાવીને—" આટલું બોલતાં બોલતાંમાં તો સાવિત્રીનું ગળું રુંધાઇ ગયું.

વિશ્વેશ્વરની આંખોમાં પણ આંસુ ભરાઈ આવ્યાં. તેણે થોડા સમય પછી સહજ શાન્ત થઇને કહ્યું:—"સાવિત્રિ! ત્હારી બ્હેન સ્વર્ગમાં ગઈ છે. તેના જેવી પુણ્યમયીની દુર્ગતિ થાય ખરી કે? તને મ્હારાં વચનોપર વિશ્વાસ બેસે છે કે?"

"આપ કહો છો કે બ્હેન સ્વર્ગમાં ગઇ છે! ત્યાં તે સુખશાન્તિમાં હશે ને?"

"હા."

સાવિત્રીએ ઘુંટણીયે પડી વિશ્વેશ્વરને પ્રણામ કર્યાં. ત્યાર પછી તેણે ઉભી થઇને મૃદુ સ્વરે કહ્યું:—"ત્યારે હવે હું રડીશ નહિ. તે અમારો ત્યાગ કરીને ચાલી ગઇ—અમને ભૂલી ગઇ તેનું મ્હને વધારે દુઃખ નથી; પરંતુ તે જ્યાં છે ત્યાં સુખી છે ને?"

સાવિત્રીનાં નેત્રોમાંથી અશ્રુબિંદુઓ ટપકી પડયાં. આ દેખાવ જોવામાં આવતાં વિશ્વેશ્વરના હૃદયમાં સખ્ત આઘાત થયો, તથા આવી સ્થિતિમાં તેનો ત્યાગ કરી જતાં તેને ઘણું દુઃખ ઉપજ્યું. તેણે વિચાર્યું કે, હું જઇશ એટલે તે શાન્ત નહિ થતાં રડયા કરશે. આથી તેણે પૂછ્યું:—"સાવિત્રિ! ત્હારાં બા કયાં છે? કાલી કયાં છે?"

"બા કાલીને ઉંઘાડે છે. તે રાત્રિ દિવસ 'બ્હેન—બ્હેન' કહીને રડયા કરે છે:—કોઈ પણ પ્રકારે તે શાન્ત રહેતો નથી."

"સાવિત્રિ ! તું પણ ક્યાં રડતી નથી. શું રડવાથી કાંઇ ફરીથી બ્હેન મળશે ? તમે બધાં રડી રડીને બાને વિના કારણ વિશેષ દુઃખી ન કરો."

સાવિત્રી શિર નમાવી મ્હોટેથી રડી પડી. તેણે કહ્યું:—"હું બ્હેન સિવાય એકલી કદાપિ રહી નથી; અરેરે !"

"હમ્મેશાંના સાથીને પણ લોકો ભૂલી જાય છે;—સંસારનો નિયમજ એવો છે."

"પરંતુ હું અત્યારથી બ્હેનને કેવી રીતે ભૂલી જઉં ? આજે બ્હેનની સહચરી કમળા આવી હતી. બ્હેન અને તે ઘણા વખત પહેલાં મળ્યાં હતાં તો પણ તે આજે બ્હેનને યાદ કરીને ઘણું કલ્પાંત કરતી હતી. તે બ્હેનને માટે કલ્પાંત કરી કરીને તદ્દન નિર્બળ બની ગઇ છે. તે પણ હવે વિશેષ વખત સુધી જીવી શકે એમ લાગતું નથી. જ્યારે એક પારકી છોકરી બ્હેનને ભૂલી શકતી નથી ત્યારે હું કેવી રીતે ભૂલી શકું ?"

"કોણ કમળા આવી હતી ? નરેન્દ્રનાથની સ્ત્રી ! મ્હેં સાંભળ્યું છે કે, તેને ઘણું દુઃખ છે?"

"હા મ્હેં પણ સાંભળ્યું છે કે, કમળાબ્હેન ઘણી દુઃખી છે. તેનો પતિ સારો માણસ નથી. તે કમળા બ્હેનને ઘણું દુઃખ દે છે. કમળાનું નામ યાદ કરતાંજ બ્હેન પણ રડી પડતી હતી. કમળા ઉપર તે અપાર પ્રેમ રાખતી હતી."

આ વચનો સાંભળવામાં આવતાં વિશ્વેશ્વરને એક જુની વાત યાદ આવી. આ કમળાના વિવાહને માટેજ સતી દૂતી બની હતી, તથા તેણે વિશ્વેશ્વરને કમળાના અંતરની વાત નિવેદન કરી હતી. આથી તેના

હૃદયપર સખ્ત આઘાત થયો. એટલામાં જાહ્નવીએ બારણુંમાં આવીને કહ્યું:—"સાવિત્રિ! તું કોની સાથે વાતચિત કરી રહી છે?"

"વિશ્વેશ્વરભાઇની સાથે."

"વિશ્વેશ્વર! ઘરમાં આવ ભાઈ!"

વિશ્વેશ્વરે જાહ્નવી પાસે જઇને તેને પ્રણામ કર્યાં. જાહ્નવી પાસે જતાં વિશ્વેશ્વરનો શ્વાસ બંધ થઇ જતો હતો. તે ત્યાં વધારે સમય સુધી રોકાઇ શક્યો નહિ. તે તરતજ વિદાય માગીને ચાલ્યો ગયો.

બીજે દિવસે પ્રભાતકાળેજ વિશ્વેશ્વર ચંદ્રપુર તરફ ચાલી નીકળ્યો. કેમકે સૂર્યોદય થતાં પહેલાં તેને નરેન્દ્રનાથ પાસે જવું હતું.

ઉતાવળથી ચાલતો ચાલતો વિશ્વેશ્વર ચંદ્રપુર પાસે જઇ પહોંચ્યો. શ્રીમંત જમીનદારની હૃદયહીન પત્થરોની અટારી નજરે પડી. વિશ્વેશ્વર નીચી દૃષ્ટિ રાખી ચાલતો. ચાલતો જમીનદારના મકાન પાસે ગયો. મકાનની આગળ આવેલા બાગમાં એક બેન્ચ ઉપર બેસીને નરેન્દ્રનાથ પ્રાતઃકાળના વાયુનું સેવન કરી રહ્યો હતો. તેનું મ્હોં ઉદાસ હતું. એમ લાગતું હતું કે જાણે તે કોઇ એક પ્રકારના રોગથી પીડિત છે. વિશ્વેશ્વર તેની પાસે જઇને ઉભો રહ્યો. નરેન્દ્રનાથે આશ્ચર્યમાં પડી જઇને પૂછ્યું:—"તમે કોણ છો?"

"મ્હને લોકો વિશ્વેશ્વરના નામથી ઓળખે છે. હું મજૂતપુરમાં રહું છું."

"મ્હને એમ લાગે છે કે મ્હેં તમને કોઈ સમયે જોયા છે. ઠીક છે, બેસો."

"મ્હને જોયા હોય એમાં આશ્ચર્ય જેવું શું છે? આપ તો હવા ખાવા એ તરફ હમ્મેશાં આવ્યા કરો છો! હું તો સાધારણ મ-

નુષ્ય છું એટલે કોઇ ઠેકાણે રખડતો રઝળતો આપની નજરે પડ્યો હોઇશ."

નરેન્દ્રનાથે સહજ ચંચળ થઇને પૂછ્યું:—"તમારે શા હેતુથી અહિં આવવું પડ્યું છે?"

"હેતુ હોવાથીજ હું આવ્યો છું; પરંતુ હું આપની સાથે એકાન્તમાં વાતચિત કરવાની ઇચ્છા રાખું છું."

"અહિં એકાન્તજ છે—તમારે જે હકીકત કહેવી હોય તે બે-લાશક કહો."

પ્રસ્તાવના કર્યા સિવાય વિશ્વેશ્વરે પોતાના ખિસ્સામાંથી નોટોનું પડીકું બ્હાર કાઢ્યું, અને એ પડીકું નરેન્દ્રનાથના હાથમાં આપીને કહ્યું:—"આ આપનીજ નોટો છે. ગણી જુઓ જોઇએ. બરાબર છે કે નહિ?"

નરેન્દ્ર સ્તબ્ધ બની ગયો. તે વિશ્વેશ્વરના મ્હોં તરફ ટગર ટગર જોઇ રહ્યો. વિશ્વેશ્વર ચૂપકીદીથી બીજી દિશા તરફ જોવા લાગ્યો. થોડા સમય પછી નરેન્દ્રનાથે કહ્યું:—"જો ખોટું ન લાગે તો હું તમને એક વાત પૂછવાની ઇચ્છા રાખું છું."

"બેલાશક પૂછો."

"તમને આ નોટો ક્યાંથી મળી?"

"જેને આપે આપી હતી તેજ આપી ગઈ છે. તે મ્હારી આત્મીયા હતી."

"શું તેણેજ તમને આપી છે? મ્હેં તો એમ સાંભળ્યું છે કે, એ મરી ગઇ છે!"

"એ મરી ગઈ નથી—તેણે આત્મહત્યા કરી છે."

"હા હા—એવીજ અફવા મ્હેં સાંભળી છે; વારું, તેણે શા માટે આત્મહત્યા કરી તે તમે જાણોછો?"

"હા, જરૂર જાણુંછું. તમારી આ નોટોજ તેના મૃત્યુનું કારણુ છે. એ નોટો તેને લાચારીથી લેવી પડી તેથી જીવ આપીને તેણે પોતાની જાતનું પોતાના હાથેજ સંરક્ષણુ કરી લીધું."

"ત્યારે તો તમે આ પ્રકારમાં ઘણી હકીકત જાણુતા હો એમ લાગે છે. હવે તમારાથી કોઈ વાત છુપાવવાનું કારણુ નથી: પરંતુ તમે મ્હારા ઉપર અસત્ય કલંક મૂકો છો. તેણે નોટો ન લીધી હોત તો શું હું જબરદસ્તીથી આપવાનો હતો ? મ્હેં કાંઈ બળાત્કારે તેને નોટો આપી નહોતી. પોતાની ઇચ્છાથી——"

"ચૂપ—ચૂપ, ચૂપ રહો—તમે પાપી છો ! એ નિર્દોષ બાળાની ઉપર કલંક મૂકતાં તમારી જીભ કપાઈ કેમ નથી જતી ? તેને વારંવાર ફોસલાવવાને માટે કોણુ જતું હતું ? તમે એક આબરુદાર પુરૂષના પુત્ર છોને ? તિરસ્કારપાત્ર દુરાચારિણી સ્ત્રીઓના સહવાસમાંજ તમે તમારા દિવસો પસાર કરોછો તેથી તમે મા, બ્હેન તથા સ્ત્રીના તરફ પણુ દૃષ્ટિ કરતા નથી કે શું ? તમે એમ સમજતા નથી કે શું, કે આબરુદાર ઘરની સ્ત્રી આવું પૈશાચિક કાર્ય કરવાને કદાપિ રાજી નજ થાય ? જે રાજી થાય છે તે મહા દુઃખને કારણેજ થાય છે ! પોતાની માતા, ભાઈ, બ્હેન વગેરેનું રક્ષણુ કરવાને માટે તેણે તમારા જેવા પાપી પુરુષનું ધન લીધું; પરંતુ તે કુલટા નહોતી તેથી સ્વર્ગે ચાલી ગઈ. આ લ્યો તમારા રૂપિયા. જે દ્રવ્યથી દુઃખીનું દુઃખ દૂર કરી શકાય છે, આર્ત્ત—આતુરોના પ્રાણનું રક્ષણુ કરી શકાય છે એ દ્રવ્યે તમારા હાથમાં પડીને એક સાધ્વી દુઃખિની બાળિકાનો પ્રાણુ અકાળેજ હરણુ કરી લીધો છે. ધિક્કાર છે તમને અને તમારી પ્રવૃત્તિને ! પરંતુ એટલું ચોક્કસ સમજી રાખજો કે, તમે તમારી નીચ વૃત્તિને વશ થઈને એક સ્ત્રીની હત્યાનું પાપ તમારા શિરપર લીધું છે. આથી

કરીને આ જીવનમાં તમને કદાપિ શાન્તિ મળનાર નથી. તેનો નષ્ટ આત્મા તમારી આગળ પાછળ નિરંતર ફર્યાં કરશે, અને તમારું અધઃપતન કરી તે તમને નરકમાં લઇ જશે ! તમે મનુષ્યની હત્યા કરી છે—તમારી પાછળ પાછળ આત્મહત્યાનું પ્રેત ફરી રહ્યું છે."

નરેન્દ્ર પત્થરના પૂતળા પ્રમાણે સ્થિર બેસી રહ્યો. તેના સમસ્ત અંગમાંથી પસીનાનાં બિંદુઓ બહાર ઉપસી આવ્યાં. ભાગ્ય પાપીએ ભયથી ચારે તરફ દૃષ્ટિ કરીને કંપિત કંઠે કહ્યું:—"તમે મ્હારો એવો શો દોષ જોયો છે ? પહેલાં તો મ્હેં એમ નહોતું ધાર્યું કે, આવો ભયંકર પ્રકાર બનશે. જો જાણતો હોત તો હું આમ શા માટે કરત ?"

"જ્યારે એક આબરુદાર ગૃહસ્થના પુત્ર થઇને તમે આબરુદાર ઘરની વહુ દીકરીઓના સ્વભાવને સમજતા નથી ત્યારે તમે પશુજ છો. માતા તથા ભાઇનું રક્ષણ કરવાને માટે જે આવી રીતે પોતાના જીવની માયાનો પણ ત્યાગ કરી શકે છે તેનું હૃદય કેવું મહાન્ હશે તેનો વિચાર કરી જુઓ ! નરેન્દ્રનાથ ! આ જન્મમાં તમારો કદાપિ ઉદ્ધાર થઇ શકશે કે ? પાપવાસનાને વશ થઇને તમે એક સતી સાધ્વીના પ્રાણનો નાશ કર્યો છે ? વિચારી જુઓ કે તમે કેવા મહાપાપી છો !"

નરેન્દ્ર ચૂપ રહ્યો. તે સતીના મૃત્યુના સમાચાર સાંભળવામાં આવ્યાથી તે પોતાના મનમાં ને મનમાં પશ્ચાત્તાપ કરતો હતો. હમણાં તેનો એ પશ્ચાતાપ ઘણો વધી ગયો. વિશ્વેશ્વરે કહ્યું:—"મ્હેં સાંભળ્યું છે કે, કેશવકાન્ત તમારી મદદને લીધેજ લાલસાહેબ થઇને ફર્યાં કરે છે. તેને મ્હારી પાસે બોલાવો તો ખરા."

નરેન્દ્રે લાકડાના પૂતળાની પ્રમાણે વિશ્વેશ્વરની આજ્ઞા પાળી. એક

માણસ માર્ફત કેશવકાન્ત સતીના દેહત્યાગના સમાચાર જાણી ચુક્યો હતો. તે ડરતો ડરતો, ઉદાસ ચિત્તે વિશ્વેશ્વરની પાસે આવીને ઉભો રહ્યો.

વિશ્વેશ્વરે તેના તરફ આંગળી કરીને કહ્યું:—“ આજ તમારી નાટક કંપનીમાં નાયિકા બને છે ને ? હવે તમારે એને છૂટા કરવા પડશે. તેનાં બા, બ્હેન વગેરે એને માટે ઘણી ફિકર ચિન્તા કરે છે. જો તમે એને છૂટા નહિ કરો તો તેમની આંખોમાંનાં આંસુ તમારા સર્વસ્વનો નાશ સત્વર કરશે. એને તમે આજેને આજેજ તમારે ત્યાંથી રજા આપી દ્યો.”

“ તમે બેલાશક એને લઈ જાઓ. હવે હું નાટક કંપની પણ બંધ કરી નાખનાર છું. આ નાટકી ધંધાથીજ મ્હારા સર્વસ્વનો વિનાશ થયો છે. પ્રથમ હું આવો નીચ માણસ નહોતો.”

“ એ હું પણ જાણું છું. તમારી પત્ની કમળા અને સતીને હું પ્રથમથીજ મ્હારી બ્હેન બરાબર માનું છું. મ્હેં ઘણાં સ્થાનોએથી એમ સાંભળ્યું છે કે, તમારા નીચ વ્યવહારથી તમારી સાધ્વી પતિપ્રાણ સ્ત્રી મરવાની અણી ઉપર છે. એ પણ એક દિવસે આત્મહત્યા કરીને તમારા પાપની નૌકાનો ભાર બમણો વધારી દેશે. હવે તમારી નૌકા ડૂબવાને વિશેષ વખતનો વિલંબ નથી.”

નરેન્દ્ર નીચું શિર કરી બેસી રહ્યો. વિશ્વેશ્વરે હવે કેશવકાન્ત તરફ દૃષ્ટિ કરીને કહ્યું:—“ ત્હારે મ્હારી સાથે ઘેર આવવું પડશે.”

કેશવકાન્તે કરુણામય દૃષ્ટિથી નરેન્દ્રના તરફ જોયું, અને પછી નમ્રસ્વરે કહ્યું:—“ નરેન્દ્રભાઈ! આપ મ્હને—”

વાતને વચ્ચેથીજ અટકાવીને નરેન્દ્રે કહ્યું:—“ હા—તમે બેલાશક જાઓ. તમે સૌએ મળીનેજ મ્હારી ખરાબી કરી છે. હવે હું નાટક કંપની ચલાવનાર નથી—તમારા જેવાનો સહવાસ રાખનાર નથી.”

અપમાનથી કેશવકાન્તનું મ્હોં લાલચોળ બની ગયું. તે તરતજ બ્હાર ચાલ્યો ગયો. વિશ્વેશ્વરે પણ વિદાય થતાં કહ્યું:—"નરેન્દ્રનાથ ! હવે હું જઉં છું. હું તમને વધારે શું કહું ? જે સતીનો તમે નાશ કર્યો છે તે કમળાની પ્રાણાધિકા સહચરી હતી. તેથી જો સતીની ક્ષમા મેળવવાની ઇચ્છા રાખતા હો તો તમે તેની વ્હાલી સખી કમળાને સુખી કરો."

ત્યાર પછી વિશ્વેશ્વરે બાગની બ્હાર નીકળીને કેશવકાન્તને પૂછ્યું:—"કેશવ ! ક્યાં જાય છે ?"

"હવે ક્યાં જવાનો છું ! હવે હું શ્રીમંતોના અગર તો નાટક કંપનીઓના આશ્રયમાં રહેવા ઇચ્છતો નથી. એમની નાટક કંપની માટે મ્હેં ઘણી મહેનત ઉઠાવેલી હોવા છતાં એમણે આજે મ્હારું અપમાન કરીને મ્હને કાઢી મૂક્યો છે ! હવે હું ઘેર જઇ બાને મળીશ, અને પછીથી જ્યાં ઇચ્છામાં આવશે ત્યાં ચાલ્યો જઇશ."

"ના ના ત્હારે કોઇ પણ ઠેકાણે જવાની જરૂર નથી. ઘેર રહીને તું ત્હારાં બાને સુખી કર. તું સીધી રીતે ગામમાં રહીનેજ કામ ધંધો કરજે—એટલે તને સહાયતા કરનાર ઘણા મળી આવશે !"

———(०)———

## પ્રકરણ ૧૫ મું.

———(०)———

### સંસારમાં સ્વર્ગની દેવી.

ધીમે ધીમે રામશંકરના જુના મકાનમાં સુધારો થઇ ગયો. જ્યારથી તેનો જન્મ થયો હતો ત્યારથી અત્યાર સુધી તેના શરીરપર માત્ર એકજ વખત, અને તે પણ રામશંકરના પિતાના સમયમાં ચૂનો લગાવવામાં આવ્યો હતો !—ત્યાર પછી તેને જીવતું રાખવાને માટે કોઇ

પણ ઉપાય કરવામાં આવ્યો નહોતો; તેથી મકાનમાંથી ઘણો જુનો થઈ ગયેલો સરસામાન નીકળી ગયો ! જાહ્નવીએ વિશ્વેશ્વરને મકાન નહિ સુધરાવવા માટે કહ્યું; પરંતુ અન્નપૂર્ણા તેમજ વિશ્વેશ્વરના આગ્રહ આગળ તેનું કાંઈ ચાલ્યું નહિ. અન્નપૂર્ણાએ જાહ્નવીને કહ્યું કે:— "જો મકાન સુધરાવવું ન હોય તો પછી આ મકાનમાં રહેશોજ નહિ. કોણ જાણે કે એ કયારે તૂટી પડશે તે કાંઈ કહી શકાતું નથી !" આ વાકયો સાંભળી જાહ્નવીને લાચારીથી સુધારો કરાવવાની સંમતિ આપવી પડી.

શાસ્ત્રીજીના કુટુંબના ભાગ્યને પ્રકાશતું જોઈને કેટલાંક અદેખાં મનુષ્યોના જીવ બળી જવા લાગ્યા. શાસ્ત્રીજીનું ઘરદ્વાર નવું થઈ ગયું. તેમના કુટુંબના દિવસો પણ સારી રીતે પસાર થવા લાગ્યા. કેશવકાન્ત સુધરી ગયા, તથા વિશ્વેશ્વર લક્ષ્યપૂર્વક સઘળું કામકાજ કરવા લાગ્યા. આ બધી શું ઓછા અફસોસની વાતો છે ? બાળ્યા વિના હૃદય ઉપર આઘાત પહોંચાડવાને માત્ર એક કેશવકાન્તની વર્તણુકનીજ વાત બસ હતી; પરંતુ કેશવકાન્ત સુધરી ગયા; એટલે એ માર્ગ પણ બંધ થઈ ગયો. હવે તો નિંદાખોર માણસોને માટે માત્ર એક માર્ગ રહ્યો અને તે એજ કે, સતીના સંબંધી સારી ખોટી ચર્ચા કરવી અગર તો સાવિત્રીના ઉપર કોઈ કલંક મૂકવું ! કોઈ મનુષ્ય કહેતું કે, 'મ્હને તો એમજ લાગે છે કે, વિશ્વેશ્વરજ શાસ્ત્રીજીનો જમાઈ બનશે તેટલા માટે તો તે એમને માટે આટલી બધી ખટપટ કરે છે—સ્વાર્થ સિવાય કોણ આવો આત્મભોગ આપે કે ?"

બીજો કોઈ આંખો ફરકાવીને કહેતો કે:—" જાહિરમાં જમાઈ બનવું તો સારું; પરંતુ છુપી રીતે જમાઈ બનવું એ સારું કહેવાય નહિ !" પરંતુ જ્યારે આવા ગપ્પીદાસોએ એમ સાંભળ્યું કે, વિશ્વે-

શ્વર સાવિત્રી માટે કોઈ સુયોગ્ય વરને શોધે છે, તથા આવતા આષાઢ માસમાંજ એ બાળકીનો વિવાહ થનાર છે ત્યારે તો સૌ કોઈની આશા ઉપર પાણી ફરી વળ્યું—સૌ કોઈ બરફ જેવા ઠંડા બની ગયા !

વિશ્વેશ્વરનું મન કાંઈક ઉત્સાહશૂન્ય બની ગયું હતું: તેથી અન્નપૂર્ણાએ તેને ઉત્તેજિત કરીને કહ્યું:—"ભાઈ ! હવે વિલંબ ન કર. જોતજોતામાં છોકરી પંદર વર્ષની થઈ ગઈ છે. જોકે બિચારી જાહ્નવી ખુલ્લી રીતે કાંઈ કહેતી નથી: પરંતુ મનમાં ને મનમાં તો ચિંતાના ભયંકર ચિતામાં તે બળી રહી છે. વરને શોધવા માટે તું ત્હારાથી બની શકે તેટલી ખટપટ કર."

"માશી ! શું હું વરને શોધવાની ખટપટ નથી કરતો કે ? પરંતુ વર સારો શોધી કાઢવો જોઈએને ! ઘણી ખટપટને અંતે આજે એક જગ્યાએથી એક પત્ર આવ્યો છે. વર ઘણું ભણ્યોગણ્યો છે. એ ત્રણ ઉંચી પરીક્ષાઓ પણ તેણે પસાર કરી છે. ઘર સારું છે તેમજ સ્થિતિ પણ સારી છે. વરના પિતા હયાત છે. કેમ માશી ! આ વર ઠીક છે કે નહિ ?"

"તું જે હકીકત કહે છે તે ઉપરથી તો સારો જણાય છે; પરંતુ તું બરાબર તપાસ કરજે કે જેથી ભવિષ્યમાં પસ્તાવું ન પડે."

"પસ્તાવું નહિજ પડે એ માટે તમે નિશ્ચિંત રહો."

"ત્યારે તેને શું આપવું પડશે ?"

વિશ્વેશ્વરે હસીને કહ્યું:—"માશી ! શું આવું પાત્ર તમારે મફત જોઈએ છીએ ? રૂપિયા તો આપવાજ પડશે: પરંતુ એ માટે તમે ફિકર કરશો નહિ. વિવાહને દિવસે તમને બધી ખબર પડશે. તે દિવસે તમે માત્ર તિજોરીની કુંચીઓ મ્હને સોંપી દેજો !"

માશીએ ક્રોધે ભરાઈને કહ્યું:—"જા-જા-તું બધાંય કામોમાં ઓછકરવાદી કરે છે."

રામધનની માતા અન્નપૂર્ણાની પાસેજ બેઠી હતી તેણે પોતાનું કામ છોડી દઇને કહ્યું:–"કેમ ભાઈ હવે વિશુભાઇનો વિવાહ ક્યારે થશે? તેઓ વિવાહ કરવાના છે કે નહિ?"

માશીએ પ્રથમ વિશ્વેશ્વરની તરફ જોયું, તથા પછીથી શિર નમાવીને કહ્યું:–"હું શું જાણું? વિશ્વેશ્વરના મનની વાત વિશ્વેશ્વર જાણે તેમજ પરમાત્મા જાણે!"

રામધનની માતાએ કહ્યું:–"ઓ બાપ! ભાઇ આટલા મ્હોટા થઇ ગયા છે છતાં વિવાહ નથી કરતા! બહુ ભણેલા પુરુષોની લીલાજ કાંઇ ન્યારી હોય છે!"

આવા પ્રસંગે વિશ્વેશ્વર રામધનની માતાને હસવામાં ઉડાવી દીધા સિવાય શાન્ત રહેત નહિ; પરંતુ માશીની દયાજનક દૃષ્ટિ જોઈ તે ચૂપ રહ્યો. પહેલાં વિવાહ સંબંધમાં માશીના કોઈ કરુણાસૂચક વાક્ય યા તો દૃષ્ટિથી તેનું મન ડગતું નહોતું; પરંતુ હમણાં હમણાંનું તેનું મન ઘણું કોમળ બની ગયું હતું. માશીની વેદનાનો અનુભવ કરીને આજે તેનો જીવ વ્યાકુળ બની જવા લાગ્યો. તેણે વિચાર્યું કે, "એક નજીવા કારણને લીધે હું માતા સમાન સ્નેહમયી માશીના અંતઃકરણમાં ઘણું દુઃખ પહોંચાડું છું, અને એ નજીવા કારણથી મ્હને પણ કાંઇ વિશેષ સુખ મળતું નથી–માશીને દુઃખ થાય છે એમ જાણી મ્હારું મન પણ વારંવાર દુઃખનો અનુભવ કરે છે. વળી પ્રથમની મ્હારી ગેરસમજનું પરિણામ કેવું ભયંકર આવ્યું?" એકાએક વિશ્વેશ્વરના સમજવામાં એ વાત આવી ગઇ કે, સંસાર જે નિયમથી ચાલે છે તેજ નિયમથી તેની સાથે ચાલવું પડશે, નહિ તો ઘણું દુઃખ ભોગવવું પડશે.

પરંતુ હવે આવા પ્રકારના જ્ઞાનથી પણ શું થઇ શકે તેમ હતું?

જે પાસો હાથમાંથી ફેંક્યો હતો તે ઓછોજ પુનઃ હાથમાં આવે તેમ હતો. હવે એજ્જુંજ થયું ન થયું થવાનું હતું આ સમયે વિશ્વેશ્વરના સ્મરણમાં સતીએ તેને પોતાના પત્રમાં દીધેલો શાપ યાદ આવ્યો. એ પત્રનો પ્રત્યેક અક્ષર વિશ્વેશ્વરના હૃદયપ્રદેશમાં ખોદાઇ ગયો હતો. "તમે એક સ્ત્રીને પત્ની બનાવશો, પ્યાર કરશો તથા સુખી થઇને સમજશો કે સંસારમાં સ્નેહની લેવડદેવડમાંજ મહા સુખ છે !" વિશ્વેશ્વરે વિચાર્યું:— "આજ તેનો શાપ છે; પરંતુ નહિ; હું એમ કદાપિ કરીશ નહિ. હું સતીના આ શાપને કદાપિ સફળ થવા દઇશ નહિ. હું સંસારમાં ગમે એટલી અશાન્તિ ઉપસ્થિત થઇ જાય, ગમે એટલું દુઃખ ભોગવવું પડે; પરંતુ મ્હારી પ્રતિજ્ઞા ખોટી થનાર નથી. હું મ્હારી પ્રતિજ્ઞાનો ભંગ કરું તો સતી પરલોકમાં મ્હારી દુર્બળતાનું દર્શન કરીને વ્યંગપૂર્ણ તીવ્ર હાસ્ય કર્યા સિવાય રહે નહિ. હું ગમે તે રીતે તેનો શાપ વ્યર્થ કરીશ."

થોડા દિવસમાંજ વરપક્ષની સાથે સઘળી વાતચિત નક્કી થઇ ગઇ. અન્નપૂર્ણાએ કહ્યું:—"હવે વિલંબ કરવાની જરૂર નથી. આ આષાઢ શુક્લ નવમીને દિવસે શુભમુહૂર્ત છે માટે એ દિવસજ નક્કી કરો."

વિશ્વેશ્વરે કહ્યું:—"માશી ! આજે બીજ છે. હવે માત્ર સાતજ દિવસ બાકી છે; આટલા સમયમાં સઘળી વ્યવસ્થા થશે ?"

અન્નપૂર્ણાએ ઉત્તર આપ્યો:—"હા—સારી રીતે થશે. હું તને જે લાવવાનું કહું તે લાવવાની તું શુરૂઆત કર. આળસ કરીશ નહિ પછી જોજે કે બધું કામ થઇ જાય છે કે નહિ."

વિશ્વેશ્વર કમર કસીને તૈયાર થઇ ગયો. શાસ્ત્રીજીના ઘરમાં એક મ્હોટો ઓરડો બેઠકને માટે તૈયાર કરાવવામાં આવ્યો. એક સુંદર માંડવો પણ બંધાવવામાં આવ્યો. અન્નપૂર્ણા સાક્ષાત અન્નપૂર્ણાની માફક ભંડાર સુશોભિત કરવા લાગી. જાહ્નવી લાકડાની પૂતળીની માફક ચૂપ-

કાળજીથી સઘળું જોઇ રહેતી હતી, તથા અન્નપૂર્ણા જે આજ્ઞા કરે તે પાળતી હતી. સાવિત્રીએ તુળસી ચોતરાને પણ બરાબર સ્વચ્છ કર્યો હતો. માતા તેમજ બંધુને વખતસર ભોજન કરાવી તે પોતાના વિવાહ સંબંધીનાં કાર્યો કરવામાં અન્નપૂર્ણાને મધ્યરાત્રિ સુધી સહાયતા કરતી હતી. આથી કરીને આડોસપાડોસનું મહિલામંડળ તેની હંમેશાં મશ્કરી કરતું હતું; પરંતુ તે આવી વાતો ઉપર બિલકુલ લક્ષ્ય આપતી નહોતી. હવે ઘરમાં માણસોની ખોટ નહોતી. ઘણાં માણસો કામકાજ કરવા મંડી પડયાં હતાં. આસપાસનાં માણસો પણ આવીને સઘળી હકીકત પૂછતાં હતાં. કોઇ આવતું હતું તો કોઈ જતું હતું. આવી રીતે સૌ કોઈ સ્નેહ દર્શાવતાં હતાં. જેઠાણી પણ પોતાની બ્હેનના પુત્રને ત્યાંથી ચાલી આવી હતી.

નિયમિત તિથિએ સાવિત્રીને પીઠી ચોળવામાં આવી. હવે વિવાહને માત્ર એકજ દિવસ બાકી રહ્યો હતો.

જમી રહ્યા પછી અન્નપૂર્ણાના અપાર આગ્રહથી સાવિત્રી સૂઈ રહેવા ગઇ; પરંતુ આંખોમાં ઉંઘ ભરાયલી નહિ હોવાથી તેણે પથારી પાસે પડી રહેલું મહાભારત લઈ તેને વાંચવાને જેવું માથું ઉંચું કર્યું કે તરતજ વિશ્વેશ્વર તેની નજરે પડયો.

વિશ્વેશ્વર પાસે આવ્યો, અને પથારી પાસે બેસીને તેણે કહ્યું:—“ શું જુએ છે, મહાભારત ? ”

આ સમયે સાવિત્રી શય્યામાંથી સહજ દૂર ખસી ગઇ હતી. તેણે માથું હલાવીને ઉત્તર આપ્યો:—“ હા. ”

“ સાવિત્રિ ! હું તને એક વાત પૂછવાની ઈચ્છા રાખું છું. તું મ્હને સાચી હકીકત કહીશ ? ”

સાવિત્રીએ કાંઈ પણ બોલ્યા સિવાય મસ્તક હલાવીને હકારમાં ઉત્તર આપ્યો.

"જો, શરમાઈશ નહિ. મ્હારી શરમ રાખવાનું કાંઇ કારણ નથી. મ્હેં ત્હારે માટે જે પતિ પસંદ કર્યો છે તે મ્હારા ધારવા પ્રમાણે સુયોગ્ય છે; પરંતુ હું એટલું પણ જાણવા માગું છું કે, એ માટે તું નારાજ તો નથી ને ?"

સાવિત્રીએ મસ્તક નમાવી પોતાની દૃષ્ટિ જમીન તરફ કરી દીધી.

વિશ્વેશ્વરે ફરીથી કહ્યું:—"કહે, હજી પણ તું નારાજ હોય તો હું બીજો કાંઇ વિચાર કરી શકું તેમ છું. કહે કહે, શું તું આ પ્રકારમાં નારાજ છે ?"

સાવિત્રીએ આ સમયે મૃદુ સ્વરે કહ્યું:—"મ્હારી નારાજી ? આપ મ્હને આમ કેમ પૂછો છો ?"

"કોણ જાણે કે શાથી મ્હારા મનમાં તને આવો પ્રશ્ન પૂછવાની ઇચ્છા થઇ આવી છે. મ્હારી તો ખાત્રી છે, કે આ સંબંધથી તું ઘણી સુખી થઇશ. કહે, થઇશ કે નહિ ?"

એ હકીકત મ્હને કેમ પૂછો છો ? આપ જ્યારે કહો છો ત્યારે હું જરૂર સુખી થઇશ."

"હું કહું યા ન કહું તેથી શું ? હું તો એટલું જાણવા માગું છું કે, તને એ બાબતની ખાત્રી છે કે નહિ ?"

"હા ! આપેજ જ્યારે આ સઘળું કર્યું છે, ત્યારે હું ખાત્રીપૂર્વક કહી શકું છું કે, આપે જે કાંઇ કર્યું છે તે મ્હારા કલ્યાણને માટેજ કર્યું છે."

"સાવિત્રિ ! ત્હારું કહેવું ખરું છે. કેવી રીતે ત્હારું કલ્યાણ થાય તેનોજ હું વિચાર કર્યા કરું છું—આ—"

સાવિત્રી વચ્ચેજ બોલી ઉઠી:—"એ હું જાણું છું. આપ મનુષ્ય નહિ;પરંતુ દેવતા છો." આમ કહીને સાવિત્રીએ ઘુંટણીએ પડી

વિશ્વેશ્વરને પ્રણામ કર્યા. વિશ્વેશ્વર શરમાઇ જઇ " સાવિત્રિ ! આ શું કરે છે ?" કહીને ઉભો થયો, તથા ગંભીર મુખ કરીને તેણે કહ્યું:– "તું મ્હને બરાબર ઓળખતી નથી તેથીજ મ્હને આવો સમજે છે, પરંતુ તું મ્હને જેવો સમજે છે તેથી હું ઉલટા પ્રકારનો છું. હું દેવતા નહિ; પરંતુ મહા દુર્બળ માણસ છું–" આટલું કહેતાં કહેતાંમાં વિશ્વેશ્વરના મ્હોંપર ઉદાસિનતામિશ્રિત હાસ્ય દેખાયું. તેણે થોડા સમય પછી, પોતાનું શિર નમાવી ઉભી રહેલી સાવિત્રીને કહ્યું:– " સાવિત્રિ ! ત્હારે મ્હને કાંઇ કહેવું છે ?"

સાવિત્રીએ એક વખત વિશ્વેશ્વર તરફ નજર કરી. પછી તેણે પોતાની દૃષ્ટિ નીચી નમાવી ધીમે મૃદુ કંઠે કહ્યું:–" હું આપને એક વાત પૂછવાની ઇચ્છા રાખું છું. વિવાહ થયા પછી એ લોકો મ્હને પોતાની સાથે લઇ જશે કે શું ?"

" હા લઇ તો જશેજ ! પરંતુ આવી વાત તું મ્હને શા માટે પૂછે છે ? સઘળી સ્ત્રીઓને પતિને ત્યાં જવું પડે છે.!"

" તેથી તો હું પૂછું છું. હું સાસરે જઇશ એટલે બાની પાસે કોણ રહેશે ? બ્હેન જતી રહી. હું પણ જતી રહીશ એટલે બા તથા કાલીની સંભાળ કોણ રાખશે ? શું વિવાહ થયા પછી થોડા દિવસ સુધી હું અહિં રહી શકું એવી વ્યવસ્થા આપ નહિ કરી શકો ? "

વિશ્વેશ્વરને હસવું આવ્યું. અમને એમ લાગે છે કે સાવિત્રીની લજ્જાહીનતા ઉપર તથા કાંઇ અફસોસથી તેને આ વખતે હસવું આવ્યું હશે. તેણે હસીને કહ્યું:–" સાવિત્રિ ! એમ તે બને કે ? કોઇને એવી વિનંતિ કરી શકાય કે ?"

સાવિત્રી વિચારમાં પડી ગઇ ! તેણે એક ધીમો શ્વાસ લઇને કહ્યું:–" ઠીક ત્યારે એ વાતને જવા દો. બા તથા ભાઇની સંભાળ

આપ રાખો છો, અને મ્હારી ગેરહાજરીમાં પણ રાખશો એ માટે મ્હને પૂરતી ખાત્રી છે."

વિશ્વેશ્વરે ફરીથી હસીને પૂછ્યુ:–" સાવિત્રિ ! વિવાહની વાત કરતાં શરમાતી નથી ? "

સાવિત્રીએ ગરદન હલાવીને કહ્યું:–"ના."

વિશ્વેશ્વરે ફરીથી પૂછ્યું:–" સઘળી સ્ત્રીઓ વિવાહની વાત કરતાં શરમાય છે; છતાં તું કેમ શરમાતી નથી ?"

" વિશ્વેશ્વરભાઈ ! જે સ્ત્રી શરમાય છે તે શું મ્હારી માફક ચિન્તાથી આત્મીયબંધુઓના હૃદયનું લોહી સુકાવે છે, તથા સૌ કોઇને માટે ભારરૂપ તેમજ ચિંતાની મૂર્ત્તિ બને છે ?"

" આવી વાત ન કર. સાવિત્રિ ! બ્હેન ! શું તું અમને ભારરૂપ થઈ પડેલી છે ?"

" હાસ્તો, આપને મ્હારા માટે કેટલું બધું દુઃખ વેઠવું પડે છે ?"

" સાવિત્રિ ! મ્હને કોઇ પણ પ્રકારનું દુઃખ વેઠવું પડતું નથી. મ્હને માત્ર એટલીજ ફિકર છે કે, હું તને કેવી રીતે સુખી કરું ? ! તમને બધાંને સુખમાં જોઇશ ત્યારેજ હું પણ સુખનો અનુભવ કરી શકીશ. મ્હેં ત્હારા માટે જે વર પસંદ કર્યો છે તે જો કદાચ તને નાપસંદ હોય તો હું હમણાંને હમણાં સંબંધ તોડી નાખી એનાથી પણ વધારે સારો વર શોધી કાઢીશ. કહે–તું ત્હારા મનની વાત કોઈ પણ પ્રકારનો સંકોચ રાખ્યા સિવાય મ્હને કહે ?"

" આપ આપના મનમાં આવો વિચાર લાવશોજ નહિ. આપ જેને બુરામાં બુરો સમજતા હો એવા માણસની સાથે પણ જો આપ કદાચ મ્હારો વિવાહ કરો તો હું તેનાથી સુખી થયા સિવાય રહૂં નહિ. એમ થાય તો પણ હું સમજું કે, તમે દેવતા છો. આપે મ્હારી બાને એક

પ્રકારના મ્હોટા ઋણ (કન્યા—ઋણ)માંથી મુકત કરી છે. મ્હારી બ્હેન અમને તમારા હાથમાંજ સોંપી ગઈ છે.”

સાવિત્રી ભકિતપૂર્ણ હૃદયે મસ્તક નમાવી ચાલી ગઈ. વિશ્વેશ્વર પોતાને ભૂલી ગયો, તથા ચકિત તેમજ સ્તંભિત થઈ જઇને મનમાં ને મનમાં કહેવા લાગ્યોઃ—“આ સ્વર્ગની દેવીઓ આવા મૃત્યુલોકમાં શા માટે આવી છે? શું તેઓ દુઃખ ભોગવવાને માટેજ આલોકમાં આવી છે? શું સંસારના પ્રચંડ પત્થરો ઉપર મસ્તક પછાડીને પ્રાણ આપવાને માટેજ તેમનું આગમન થયું છે? ના ના, એમ કહેવું એ એક પ્રકારે સરજનહારનું અપમાન કરવા જેવું છે. સતીનો આશીર્વાદ સાવિત્રીના મસ્તકપર વર્ષી રહ્યો છે; તેથી તે અવશ્ય સુખી થશે.”

વિશ્વેશ્વર પાછો ઘરમાં ગયો, અને કામકાજમાં ગુંથાયો. મધ્યરાત્રિ પછી તે કામથી પરવારી પોતાને ઘેર સૂઈ રહેવાને પાછો ફર્યો. વિશ્વેશ્વરે જાનને ઉતારો આપવાનું ઠેકાણું પ્રથમથીજ નક્કી કરી રાખ્યું હતું. એ ઠેકાણે જાનૈયાઓને અતિ આદરસત્કારથી મુકામ આપવામાં આવ્યો. વરની સુંદર મૂર્ત્તિ જોતાંજ વિશ્વેશ્વરનું હૃદય શીતળ થઈ ગયું; પરંતુ વરના પિતાનો લોભી સ્વભાવ તથા અતિશય સ્વાર્થવૃત્તિ જોઇને તે ઘણો ચિંતામાં પડી ગયો; છતાં તેણે પોતાની ચિંતાને મનમાંજ છુપાવી રાખી સૌ કોઈની આગતાસ્વાગતા કરવામાં, ખવડાવવા પીવડાવવામાં આખી રાત્રિ પસાર કરી નાખી. બીજે દિવસે સ્હવારે તે બન્ને હાથોએ આંખો ચોળતો ચોળતો વિવાહ—મંડપમાં જઇ પહોંચ્યો. એ સમયે ભૂંગળો તેમજ શરણાઇઓ વાગી રહી હતી.

સાવિત્રી તુળસી ચોતરાની પાસે ગઈ, તથા પ્રણામ કરી ઉઠી ઉભી થઇ. એ સમયે ઘરનું કોઈ પણ માણસ ઉઠયું નહોતું. સાવિત્રીને આજે સવેળા ઉઠેલી જોઈ, વિશ્વેશ્વર મનમાં ને મનમાં હસ્યોઃ ૫-

રંતુ તેના મુખમાંથી એક પણ અક્ષર બ્હાર નીકળ્યો નહિ. સાવિત્રી-દેવી કયા આરાધ્યદેવતાના ધ્યાનમાં નિમગ્ન બની ગઈ હતી એ તે સમજી શક્યો નહિ.

———:૦:———

# પ્રકરણ ૧૬ મું.

## વિવાહમાં વિઘ્ન.

સંધ્યાનો સમય થયો હતો. ઘર માણસોની ભીડથી ભરાઈ ગયું હતું. ચારે તરફ ગરબડ સરબડ ચાલી રહી હતી. ગામનાં સઘળાં માણસોને નિમંત્રણ થયું હતું. સૌ કોઈ આવીને કામમાં લાગી ગયું હતું. સંધ્યા થતાંજ ચારે તરફ રોશની કરવામાં આવી. પ્રથમ પ્રહરનું લગ્ન હતું. એકલો વિશ્વેશ્વર ચારે તરફ તપાસ રાખવામાં રોકાયલો હતો, ત્યારે અંતઃપુરમાં અન્નપૂર્ણાનું રાજ્ય હતું. આજે જાહ્નવી જ્યાં આગળ સતી મરી ગઈ હતી ત્યાં જઈને ચૂપકીદીથી સૂઈ રહી હતી. થોડા સમય પછી સાવિત્રી તેની પાસે જઈને બેઠી. સાવિત્રીએ હમણાં નવવધૂનો વેષ ધારણ કર્યો હતો.

જાહ્નવી ગભરાઈ જઈને ઉઠી બેઠી થઈ, તથા રુદ્ધ કંઠે તેણે કહ્યું:—“બ્હેન ! તું અહિં કેમ આવી ? હવે થોડા સમયમાંજ ત્હારે પૂજા કરવા બેસવું પડશે. જા બ્હેન ! જા.”

“બા ! ત્હારી પાસે થોડો વખત બેસીને હું જઉં છું.”

“ના ના—હમણાંજ જા—અન્નપૂર્ણા બ્હેન ક્યાં ગયાં ?”

સાવિત્રીને શોધતી શોધતી અન્નપૂર્ણા દોડતી દોડતી આવી, તથા તે જાહ્નવી ઉપર અપ્રસન્ન થવા લાગી એટલે જાહ્નવી કન્યાની સાથે ઉઠી,

અને પુત્રીને વિવાહ–મંડપમાં લઈ ગઈ. એ સમયે વિશ્વેશ્વર વરરાજાનાં વસ્ત્રો, હીરાની મુદ્રિકા વગેરે લેવાને અન્નપૂર્ણા પાસે આવ્યો હતો, તથા બારણાં પાસે ઉભો રહ્યો હતો. બ્હાર વાજાંઓનો કર્ણપ્રિય ધ્વનિ તથા સ્ત્રીઓનો મંગળધ્વનિ થવા લાગ્યો. આ સમયે એક ભલા માણસે આવીને કહ્યું:—"અરે! તમે તો બહુ છોકરવાદપણું કરો છો. આ સઘળી વસ્તુઓ તો પછીથી પણ લાવી શકાત. આમ આવો, આમ—" "ચાલો આવું છું." કહીને વિશ્વેશ્વરે અંદર દૃષ્ટિ કરી. સાવિત્રીનું મ્હોં ઢંકાઇ રહેલું હતું. અંતે વિશ્વેશ્વર સભા–મંડપમાં ગયો. જાણે કે એક પ્રકારના અજ્ઞાત્ ભયથી તેના પગ કંપવા લાગ્યા.

સભા–મંડપમાં વર આવી પહોંચ્યો. વરપક્ષ તેમજ કન્યાપક્ષમાં વાદાનુવાદ, તર્કવિતર્ક તેમજ ઠઠ્ઠા મશ્કરી અને શાસ્ત્રાર્થ થવા લાગ્યા. વર શાન્તિથી બેસી રહ્યો હતો. વિશ્વેશ્વર આવીને એક બાજુએ ઉભો રહ્યો. તેણે એક વખત વરના મ્હોં તરફ જોયું. એક બાજુએ વરપક્ષના કર્ત્તા તેમજ વિધાતા આસપાસ બેઠેલાં માણસોની સાથે કેટલીક અસંતોષજનક વાતચિત કરી રહ્યા હતા. ગામના કેટલાક પરોપકારી લોકો તેમને સમજાવવાનો વ્યર્થ પ્રયત્ન કરતા હતા.

ગોરમહારાજે આવીને કહ્યું:—"મહાશય! હવે વિલંબ શા માટે કરો છો? અંદર સઘળી તૈયારી થઇ ગઇ છે."

વિશ્વેશ્વરે કેશવકાન્તને બોલાવીને, તેણે શું કહેવું એ સંબંધની સમજણ આપી દીધી. તદનુસાર કેશવકાન્તે હાથ જોડીને કહ્યું:—"આપ હવે વરને મંડપમાં આવવા દ્યો, તથા કન્યાદાન દેવાની આજ્ઞા આપો."

આ વાકયો સાંભળી વરનો વિચિત્ર પિતા ગર્જના કરી બોલી ઉઠ્યા:—"પહેલાં જે રકમ આપવાની હોય તે લઈ આવો—પછીથી બધું થશે.!"

" લ્યો–રૂપિયા ગણી લ્યો. હવે તો વરને મંડપમાં લઇ જઇએ ને ?"

વરના લોભી પિતાએ રૂપિયા ગણતાં ગણતાં વરને વિવાહ મંડપમાં લઇ જવાની ડાબો હાથ હલાવી ના પાડી. વિશ્વેશ્વર તથા કેશવકાન્ત ચૂપ થઇને ઉભા રહ્યા.

રૂપિયા ગણી રહ્યા પછી વરનો મહિષાસુરસ્વરૂપ પિતા બોલ્યોઃ—"આ ત્રણ હજાર રૂપિયા તો થયા. હવે વર તેમજ કન્યાનાં ઘરણાં બતાવો. અંતે તકરાર કરવાની મ્હારી ઇચ્છા નથી. કન્યાનેજ તમે અહિં લઇ આવો ને !"

વિશ્વેશ્વરે સહજ ક્રોધે ભરાઇને કહ્યુંઃ—" તમે અમને એવા બે-આબરુ સમજશો નહિ. અમે કન્યાને અહિં લાવી શકીશું નહિ. આ ક્યાંનો રિવાજ છે ? આપ અંદર ચાલો–ત્યાં જે કાંઇ જોવું હોય તે જોઈ લેજો. "

" એમાં બેઆબરુ જેવું શું છે ? આતો લેણદેણની વાત છે. આહારવ્યવહારમાં ચોખ્ખા રહેવામાંજ કલ્યાણ છે. કન્યાને અહિં બોલાવી લાવવામાં શી હરકત છે ? અમારી તરફ તો એવોજ રિવાજ છે. " ઘણા માણસોએ મસ્તક હલાવીને વરના પિતાનાં આ વચનોને સંમતિ આપી.

વિશ્વેશ્વરે સ્થિર કંઠે કહ્યુંઃ—" આપના દેશનો રિવાજ અહિં ચાલી શકશે નહિ. "

આ વખતે કેટલાક ગૃહસ્થોએ વરના પિતાને કહ્યુંઃ—" મુરબ્બી ! એમ કરવામાં આપને શી હરકત છે ? અંદરજ ચાલોને–ત્યાં જે જોવું હોય તે આપ જોઇ લેજો. "

અંતે વર, તેનો લોભી પિતા, તથા બન્ને પક્ષના બીજા કેટલાક લોકો અંદરના મંડપમાં ગયા. વરનાં કપડાં તેમજ ઘરેણાં જોઈ

રહીને તેના પિતાએ મ્હોડું ચઢાવીને કહ્યું:–"ઠીક, એ તો જાણે કે પત્યું–હવે કન્યાનાં ઘરેણાં બતાવો–કન્યાને અહિંજ લાવો."

અંદરથી સ્ત્રીઓએ બૂમરાણ કરી મૂકી કે, "પ્રથમ સ્ત્રીઓના રીતરિવાજ થઇ જવા દ્યો. પછીથી કન્યાદાન થશે."

આ સાંભળી કેશવકાન્તે સહજ ક્રોધે ભરાઇને કહ્યું:–"હમણાં તમારા રીતરિવાજને રહેવા દઈ સંબંધીને ખુસી કરો. તેઓ ઓછા વિવાહ કરવાને આવ્યા છે–રૂપિયા ગણવાને માટેજ તેમની પધરામણી થઈ છે!"

આમ કહીને કેશવકાન્તે સાવિત્રીદેવીને વરના પિતા પાસે લાવીને બેસાડી. સાવિત્રીનું મ્હોં ઘુમટામાં ઢંકાયલું હતું. વરના પિતૃદેવે જ્યારે એક એક સઘળાં ઘરેણાં જોઈ લીધાં ત્યારે તેને થોડો ઘણો સંતોષ થયો, તથા તે પ્રસન્નતાપૂર્વક ઉઠીને ઉભો થયો. પછી તેણે કહ્યું:–"ઠીક, ત્યારે હવે કન્યાને ઘરમાં લઈ જશો, નહિ. અહિં બેસાડીનેજ તમારા જે રીતરિવાજ હોય તે કરો; પરંતુ હજી સુધી મ્હને એ તો ખબર પડી નથી કે, કન્યાપક્ષના માલિક કોણ છે?"

કેશવકાન્ત વિશ્વેશ્વરની તરફ જોઈ રહ્યો. આથી વિશ્વેશ્વરે કેશવને બતાવીને કહ્યું:–"આ કન્યાના મ્હોટાભાઈ છે."

"વારું, ઠીક છે–હજી આપને એક વાત કહેવાની છે. આ વાત આપને પ્રથમથીજ કહી દેવાની હતી; પરંતુ ધાંધળમાં કહી શકાઇ નથી. જો મ્હને આવી ખબર હોત તો હું કદાપિ તમારી સાથે સંબંધ સાંધત નહિ. હજી બીજા એક હજાર રૂપિયા આપશો તો વિવાહ થશે; કેમકે તમે ભલા માણસ છો; તેથી હું તમારી આબરુને નુકસાન પહોંચાડવા ઇચ્છતો નથી!"

વચ્ચેજ વિશ્વેશ્વર બોલી ઉઠ્યો:—"હવે રૂપિયા કેવા માગો

છો ? તમે તો બહુ પહોંચેલા જણાઓ છો ! તમારી વિવાહ કરવાની મરજી છે કે નહિ ?"

"તમે વચ્ચે શા માટે ડહાપણ કરો છો ? તમે નથી ત્રણમાં નથી તેરમાં કે નથી છપ્પનના મેળમાં ! હું કન્યાના મ્હોટાભાઈ સાથે વાત કરું છું એમાં તમે શાના કૂદી પડો છો ?"

ગભરાઈ ગયેલા કેશવકાન્તે કહ્યું:—"મહાશય ! એમનું અપમાન ન કરો. એ પણ કન્યાના માલિક છે."

"મ્હને લાગે છે કે તમે લુચ્ચા માણસો છો. કન્યાના માલિક કોણ છે તેનું પણ કાંઈ ઠેકાણું નથી. તમારું કુળ જેવું પવિત્ર છે તેવાજ પવિત્ર તમે જણાઓ છો ! રામ રામ ! આવા માણસોની સાથે તે કોણ સંબંધ કરે ?"

વિશ્વેશ્વરને ઘણો ગુસ્સો ભરાયો; પરંતુ તેણે પોતાના ગુસ્સાને દબાવી રાખીને કહ્યું:—"હુંજ કન્યાનો માલિક છું. કહો, હવે તમારે શું કહેવું છે ?"

"ત્યારે અત્યાર સુધી મ્હારી સાથે શા માટે લુચ્ચાઈ કરતા હતા ? બીજા એક હજાર રૂપિયા આપો, નહિ તો વિવાહ થશે નહિ."

"કારણ ? આપની સાથે જે કરાર થયો હતો તે કરાર પ્રમાણે આપને રૂપિઆ આપ્યા છે."

"હું ક્યાં જાણતો હતો કે, તમારું કુળ આવું પવિત્ર છે ?! કન્યાની મ્હોટી બ્હેન સારી ચાલચલકતની નહોતી ! મ્હેં સાંભળ્યું છે કે, તે ઝેર ખાઇને મરી ગઈ છે."

વિશ્વેશ્વર ગર્જના કરી બોલી ઉઠયો:—"ચૂપ રહો; આવી હકીકત કોણ કહે છે ? જરા મ્હોં સંભાળીને વાત કરજો."

"મ્હોં શું સંભાળું ? ચાલો જાઓ—મ્હારે વિવાહ કરવો નથી. હું જોઉં છું કે, તમે શું કરો છો ? ચાલ વીરેન્દ્ર ! ઉઠ."

આ સાંભળતાંજ વર ઉઠીને ઉભો થયો. આ પ્રકાર જોઈ સૌ મળીને વરને રોકવા લાગ્યાં, તથા કહેવા લાગ્યાં:—"અરે, આ શું કરો છો ? ક્યાં જાઓ છો ?" કોઈએ વરના સંબંધી પાસે જઈને કહ્યું:—"મહાશય! ધીરજ રાખો—હું બધો ઝગડો પતાવી દઉં છું. આપ આવી રીતે ગુસ્સે ન ભરાઓ."

"અરે આ તે છોકરી પરણાવવાની રીત છે કે નવ્વાબી કરવાની રીત છે ? હવે હું જોઉં છું કે, કેવી રીતે એ કન્યાનો વિવાહ થાય છે ?"

એટલામાં "આપ શાન્ત થઈ જાઓ. અમે તમારું સમાધાન કરીએ છીએ." એમ કહેતા બીજા બે પરોપકારી પુરુષો આવ્યા, તથા લાકડાના પૂતળાની માફક સ્થિર ઉભેલા વિશ્વેશ્વરની પીઠ પર હાથ મૂકીને કહેવા લાગ્યા:—"અરે! આવી ગરબડ શા માટે કરો છો ? જ્યારે આટલું બધું કર્યું ત્યારે થોડા માટે કેમ બગાડો છો ? એક હજાર રૂપિયા વધારે માગે છે ને ?! ભલે બીજા એક હજાર રૂપિયા આપી દ્યો—વિવાહ થયા પછી અમે કેટલાક ગૃહસ્થો મળીને તમને એક હજાર રૂપિયા એકઠા કરી આપીશું. જાઓ, રૂપિયા આપી સમાધાન કરો. લગ્નમુહૂર્ત વીતિ જાય છે."

સ્ત્રીઓ તો આશ્ચર્ય, શોક તેમજ ચિન્તામાં નિમગ્ન થઈ ગઈ હતી. તેમના રીતરિવાજ તેમજ મંગળગીતો બંધ થઇ ગયાં હતાં. વિશ્વેશ્વરે જોયું કે, તેની પાસેજ કોઈ સ્ત્રી બેભાન બની જઈને પડી હતી, તથા અન્નપૂર્ણા તેની સેવા કરતાં કરતાં કહી રહી હતી કે, "આવ આવ, અહિં આવ, રૂપિયા લઈ જા. લગ્ન વીતિ જાય છે—વિલંબ ન કર."

વિશ્વેશ્વર સમજી ગયો કે, બેભાન બની ગયેલી સ્ત્રી જાહ્નવીજ હતી. કેશવકાન્ત પાસેજ ઉભો રહ્યો હતો, તથા ગભરાઈ જઈને તેના તરફ જોઈ રહ્યો હતો. પછીથી એક વખત વિશ્વેશ્વરે સાવિત્રી તરફ

દૃષ્ટિ ફેંકી. તે પ્રથમની માફક ઘુમટામાંજ પોતાનું મ્હોં છુપાવી ચૂપ થઇને ઉભી રહી હતી. પછી વિશ્વેશ્વરે દૃઢતાથી કહ્યું:—"સાંભળો—આ મ્હારાં છેવટનાં વચનો છે. કન્યાની બ્હેન દેવીતુલ્ય હતી. તે સ્વર્ગમાં ગઈ છે. તેના સંબંધમાં કોઇ ખોટી વાત ઉચ્ચારવી એ મહાપાપ કરવા સમાન છે. આપને હવે હું કોઇ પણ રીતે રૂપિયા આપી શકતો નથી. આપ આપની ઇચ્છામાં આવે તેમ કરો."

સઘળા લોકો ચારે તરફથી એક અવાજે બોલી ઉઠયા:—"હેં! આ શું કહો છો? આ શું કહો છો?!"

કેશવકાન્તે આર્ત્તકંઠે કહ્યું:—"વિશ્વેશ્વરભાઇ! આપ આ શું કહો છો?"

વિશ્વેશ્વરે દૃઢતાથી કહ્યું:—"કેશવ! તું ચૂપ રહે. તમે ખાત્રી રાખજો કે, હવે હું કાળાંતરે પણ રૂપિયા આપનાર નથી. હું તમને એક વાત કહું છું. તે સાંભળો આજે હું જે રત્ન તેમને આપવા માગું છું, તેનું મૂલ્ય તેમને સમજવું હોય તો સમજે, તથા સમજીને વિચારી જુએ કે, તેમનું ભાગ્ય કેવું ઉજ્વળ છે! જુઓ તે ખરા કે, આ રત્ન કેટલા મૂલ્યથી ખરીદી શકાય તેમ છે?"

આમ કહીને વિશ્વેશ્વર સાવિત્રીની પાસે ગયો, તથા તેનો ઘુમટો ઉંચો ખેંચી લઇને તેણે વરને સંબોધીને કહ્યું:—"જુઓ, આ રત્નની કિમ્મત કેટલી થઈ શકે તેમ છે? એ અમૂલ્ય છે!"

વરે ગંભીર સ્વરે કહ્યું:—"પિતાજીની હાજરીમાં મ્હને તમે જે કહેશો તે સઘળું નિરર્થક છે."

વરના પિતાએ કહ્યું:—"બેટા! ચાલ ઉઠ—ચાલ ઉઠ—એમને ઓછો વિવાહ કરવો છે! ધૂર્ત્તતા દેખાડવી છે—ચાલ, આપણે ચાલ્યા જઇએ."

વાસ્તવિક રીતે જે લોકો હિતાકાંક્ષી હતા તેમણે કહ્યું:—"વિ-

શ્વેશ્વર ! તમે શું કરો છો ? હજી પણ સમજી વિચારીને વર્તો તો સારું."

"હું જે કાંઈ કરું છું તે સમજી વિચારીનેજ કરું છું."

આ ઉત્તર સાંભળી જે લોક ચતુર તેમજ ચાલાક હતા તેમણે વરના પિતાને કહ્યું:—"હવે હઠ ન કરશો. તમારી હઠ આ વિચિત્ર સ્વભાવના વિશ્વેશ્વર આગળ ચાલી શકે તેમ નથી. આપને જે કાંઈ આપ્યું છે તે યથેષ્ટ છે. સમજી વિચારીને પ્રથમની શરતનેજ અનુકૂળ થઈ જાઓ." પછી તેઓ મ્હોટેથી બોલ્યા:—"જુઓ—અમે બધી તકરારનો અંત આણ્યો છે. મહાશય ! ભલા માણસની આબરૂ લેવી એ આપનો ધર્મ નથી. આપ હવે એક હજાર રૂપિયા વધારે લેવાનો વિચાર માંડી વાળી પ્રથમના ઠરાવ પ્રમાણે રાજી થાઓ. જા કેશવ ! કન્યાને બાજઠ ઉપર બેસાડ અને વરરાજાને પણ બોલાવી લાવ. કેમ, વિશ્વેશ્વરભાઈ ! હવે તો કાંઈ વાંધો નથી ને ?"

વિશ્વેશ્વર હાલ્યો સુદ્ધાં નહિ. તે પત્થરની માફક સ્થિરતાથી ઉભો રહીને બોલ્યો:—"હવે તમે બધા મ્હને કાંઈ કહેશો નહિ. વરને જ્યાં લઈ જવો હોય ત્યાં લઈ જાઓ. શુરૂઆતમાંજ જેમણે આવી ક્રૂરતા તેમજ નીચતા દર્શાવી છે એવા ચંડાળોના હાથમાં એક સતી સાધ્વીને સોંપનાર પણ ચંડાળ તેમજ મહાનીચ હોય છે. તમે ચાલ્યા જાઓ. હવે વિવાહ થનાર નથી."

સૌના હોશ ઉડી ગયા. સૌ સમજતા હતા કે, વિશ્વેશ્વર પોતાના કહેવા પ્રમાણેજ પ્રત્યેક કાર્ય કરે છે. વરપક્ષનાં માણસો પોતાનું ઘણું અપમાન થયું સમજીને ઘરની બ્હાર જવા લાગ્યાં. એક હિતાકાંક્ષી ગૃહસ્થે કહ્યું:—"વિશ્વેશ્વર ! તમે આ શું કર્યું ? હજી પણ તમે કહો તો એ લોકોને પાછા બોલાવી લાવું ? નહિ તો આ બ્રાહ્મણકન્યાની જાતિ જશે !"

"જાતિ શા માટે જશે ? બીજા પાત્રની સાથે તેનો વિવાહ થશે."

"બીજું પાત્ર ક્યાં છે ? આવા રાત્રિના સમયે પાત્ર ક્યાંથી શોધી લાવશો ?"

"શોધી લાવવાને માટે બહુ દૂર નહિ જવું પડે, પાત્ર પાસેજ છે. નિમંત્રણ ઉપર આવેલાં માણસોની સેવા બરદાસ કરવાનું કામ હું આપને સોંપું છું. નિર્મળ! હરિહર! તમે પણ જાનને બધી સંભાળ રાખો. હુંજ વર બનીને બેસું છું!"

જો એકાએક વિજળી તૂટી પડી હોત તો પણ કોઈને, વિશ્વેશ્વરનાં આ વચનોથી જેટલું આશ્ચર્ય ઉપજ્યું તેટલું આશ્ચર્ય ઉપજત નહિ ! ગામના લોકોનો આનંદ ઉડી ગયો ! તેઓ આમતેમથી આવીને એકઠા થવા લાગ્યા અને 'શું થયું ?' 'શું થયું ?' એમ કહીને બૂમો મારવા લાગ્યા.

વિશ્વેશ્વરે કહ્યું:—"થવાનું શું હતું ? કાંઈ થયું નથી. મ્હારા પિતા જીવતા નથી માટે લાચારીથી મ્હારે પોતાનેજ તમને સંમાન આપવું પડે છે. તમે લોકો આ શુભકાર્યમાં મ્હને સહાયતા કરજો."

થોડા સમય સુધી અપૂર્વ શાન્તિની સ્થાપના રહી. ત્યાર પછી એક બે પ્રતિષ્ઠિત પુરુષો વિશ્વેશ્વરની પ્રશંસા કરવા લાગ્યા. વિશ્વેશ્વર સર્વને પ્રણામ કરી માશી પાસે ગયો, તથા દૂરથીજ બોલી ઉઠ્યો:—"માશી!"

અન્નપૂર્ણાએ તરતજ સ્ત્રીઓની ગિર્દીમાંથી બ્હાર આવી વિશ્વેશ્વરને પોતાના હૃદય સરસો દબાવી દીધો, તથા તેના મસ્તક ઉપર ચુંબન કર્યું. ત્યાર પછી તે બન્ને હાથ ઉંચા કરી તેને સ્નેહાશીષ આપવા લાગી. ત્યાંથી વિશ્વેશ્વર જાહ્નવી પાસે ગયો, તથા તેને પ્રણામ કરી મંડપમાં જઈ પહોંચ્યો. છતાં અદ્યાપિ તેના અંતરમાં ઉપજેલો ક્રોધનો પ્રચંડ અગ્નિ શાન્ત થયો નહોતો.

વિશ્વેશ્વરે વરનો જામો તેમજ જોડા પહેરી લીધા, અને પછી

તે વરના આસન ઉપર બેઠો. ગોર મહારાજે કહ્યું:—“ પહેલાં સ્ત્રી-ઓને એમના રીતરિવાજ કરી લેવા દ્યો. ત્યાર પછી કન્યાદાન થશે.”

વિશ્વેશ્વર કિંકર્ત્તવ્યવિમૂઢ જેવો થઈ ગયો. અનેક સ્ત્રીઓ તેની ઠઠ્ઠા મશ્કરી કરવા લાગી. કોઇ કોઇ તેનું નાક ખેંચવા લાગી. કોઈ સ્ત્રી કહેવા લાગી કે:—“ વર બની જવાથી કાંઇ છુટકો થતો નથી. વર બન્યા પછી તો ઘણાં દુ:ખો ભોગવવાં પડે છે!”

સ્ત્રીઓના રીતરિવાજ થઈ ગયા. પછી કેશવકાન્તે કન્યાદાન દીધું. વિશ્વેશ્વરે જમણા હાથમાં કન્યાનો હાથ લઇને ચૂપકીદીથી કેશવકાન્તને ઇશારો કર્યો. તે ઘણા સમયથી જોઇ રહ્યો હતો કે, સાવિત્રી ધીમે ધીમે બેભાન બની જતી હતી. તે સહજ પણ હાલતી ચાલતી નહોતી. તરતજ કેશવકાન્તે સાવિત્રીની હાલત જોઇ ગભરાઇ જઇને પૂછ્યું:—“ હવે શું કરું? શો ઉપાય કરું?”

ગોર મહારાજે પૂછ્યું:—“ શું થયું શાનો ઉપાય કરવો છે?”

“ કન્યાની તબિયત ખરાબ થયેલી લાગે છે.”

“ એમ તો થવુંજ જોઇએ. જો તબિયત ખરાબ ન થઈ હોત તો આશ્ચર્ય ઉપજત. આ કોઈ સાધારણ બનાવ છે કે? આવા વિકટ સમયે મ્હોટા મ્હોટા સાહસિકોનું ધૈર્ય પણ દૂર થઈ જાય છે. હવે વિલંબ ન કરો. ઉતાવળથી મંત્રો બોલી નાખો.” વિશ્વેશ્વરે કહ્યું.

વિવાહ થઇ ગયો. કેશવકાન્તે ડરતાં ડરતાં મ્હોટેથી કહ્યું:—“અંદ-રથી કોઈ એક માણસ અહિં આવોને.”

તરતજ જાહ્નવી આવી પહોંચી, તથા સાવિત્રીનું મસ્તક પોતાના ખોળામાં લઇને બેસી રહી. અન્નપૂર્ણા ચૂપકીદીથી પંખાથી હવા નાખવા લાગી, તથા સાવિત્રીના મ્હોં ઉપર પાણી છાંટવા લાગી. થોડા સમય પછી સાવિત્રીને ભાન આવ્યું. જાહ્નવીએ તેને પૂછ્યું:—“કેમ બ્હેન!

હમણાં તને શું થયું હતું ? મ્હેં તો આજે સમુદ્ર-મંથન કરીને ડૂબી ગયેલું રત્ન મેળવ્યું છે.”

સાવિત્રી બન્ને હાથથી માતાના કંઠને વળગી રડી પડી. તેણે કહ્યું:-“ બા ! મ્હારી બ્હેન ક્યાં ગઇ ? તેને બોલાવ !”

——:*:——

# પ્રકરણ ૧૭ મું.

——*——

## અભિશાપ કે આશીર્વાદ ?

કાળ કોઇની પણ રાહ જોતો નથી. તે તો પોતાના માર્ગે અગ્રેસર થયેજ જાય છે. પ્રત્યેક વર્ષની માફક આ વર્ષે પણ વિશ્વેશ્વરના મકાનની પાસેના બગીચામાં આંબાનાં વૃક્ષો પર મહોર આવ્યો હતો. લાલ લાલ પાનાં તેમજ મહોરથી આંબાઓ અતિ શોભાયમાન દેખાતા હતા. મધુમક્ષિકાઓને બિલકુલ ફુરસદ નહોતી. નારિયેળનાં વૃક્ષો વાયુના જોરથી પોતાનું શિર હલાવી રહ્યાં હતાં. નારંગીનાં બન્ને વૃક્ષો નવવધૂની માફક રક્તામ્બર પહેરીને એક ખુણામાં ઉભાં રહ્યાં હતાં, વાયુદેવ અર્ધ-વિકસિત કળીઓની સાથે ક્રીડા કરી રહ્યા હતા. તેઓ તેને ઝુલાવતા હતા, નીચે પાડી દેતા હતા, તથા તેની સુગંધિ હરી લઇને ચારે તરફ નાસતા ફરતા હતા. ક્ષુદ્ર બાળિકાની માફક વેલા, જુઈ અને મલ્લિકા પોતપોતાની શોભા-સુગંધિથી હયરાન હતી. તેઓ યથાસાધ્ય પોતાની સુંદરતાને પવનથી છુપાવતી હતી, તથા પવન તેમને જોઈ ન શકે એવો યત્ન કરતી હતી. આ સઘળી શોભા પ્રત્યેક વર્ષની શોભા જેવી હતી; પરંતુ પ્રભાતકાળના સમયે હાથમાં પુસ્તક લઇને આ વૃક્ષ નીચે લટાર મારતા વિશ્વેશ્વરને એમ લાગ્યું કે, જાણે આ વર્ષની ઋતુનું સૌન્દર્ય તદ્દન નવીનજ હતું !

ઘણા કાગળો હાથમાં લઇને તેના કારભારી નિવારણચંદ્રે આવીને કહ્યું:—"જો આપે આ હિસાબને જોઈ લીધો હોત તો ઠીક થાત. મંદિરને માટે જેટલું ખરચ કરવાનો નિશ્ચય કર્યો હતો તેનાથી વધારે ખરચ થઈ જશે એમ લાગે છે."

વિશ્વેશ્વરે હાથમાંનું પુસ્તક બંધ કરીને કહ્યું:—"એસ્ટિમેટથી થોડું વિશેષ ખરચ થાય એ બનવા જોગ છે; ઠીક છે, આ બધું ઘેર લઇ ચાલો—હું ત્યાં જોઉં છું."

આવી મનોહર તેમજ રમણીય પ્રકૃતિમાં આવાં સાંસારિક કાર્યોમાં પડવાનું વિશ્વેશ્વને ઠીક લાગ્યું નહિ. હાથમાં જે કાવ્યગ્રંથ હતો તેને બેંચની ઉપર રાખીને વિશ્વેશ્વર કારભારીની સાથે મકાનમાં ગયો. બેઠકખાનામાં જઇને બેઠા પછી વિશ્વેશ્વરે પૂછયું:—"મંદિર તૈયાર થતાં હજી બીજા કેટલા દિવસ લાગશે?"

"લગભગ અડધું કામ તો થઇ ચુકયું છે. બાકીનું કામ પણ ધીમે ધીમે થયેજ જાય છે. આપે જે હિસાબ તૈયાર કરવાની આજ્ઞા કરી હતી તે હિસાબ તૈયાર કર્યો છે. આપ જોશો?"

"ઠીક છે. માશીએ આવતા વર્ષમાં સંક્રાંતિને દિવસે મંદિર તેમજ મૂર્ત્તિની પ્રતિષ્ઠા કરવાનો નિશ્ચય કર્યો છે."

"તે પૂર્વેજ સઘળું કાર્ય થઇ જશે."

સઘળું જોયા સાંભળ્યા પછી વિશ્વેશ્વર સ્નાન કરવા ઉઠયો, તથા ઘરમાં જઇને તેણે કહ્યું:—"માશી! થોડું તેલ આપી જાઓ."

માશી એ સમયે રસોઈ બનાવતી હતી હતી, તથા વહુ પાસે બેસીને અળદર વાટી રહી હતી. માશીએ વહુનેજ કહ્યું કે:—"જા, જઇને તેલ આપી આવ."

વહુ પ્રથમ તો શરમાઈ ગઈ; પરંતુ તેનો બીજો કોઇ ઉપાય

નહોતો; તેથી લાજ કાઢીને—ઘુમટો તાણીને તે તેલ લઈ બ્હાર નીકળી. રામધનની માતા આંગણામાં કાંઇ કામ કરી રહી હતી. તેની દષ્ટિથી દૂર થઈ જવાને માટે વિશ્વેશ્વર બીજા એક ખુણામાં જઈને ઉભો રહ્યો. વહુએ ઘુમટો સહજ ઉંચો કરીને જોયું તો તેને માલૂમ પડ્યું કે, જેણે તેલ માગ્યું હતું તે ત્યાં હાજર નહોતું; તેથી તે તેલની વાડકી ત્યાંજ મૂકીને પાછી રસોડામાં ચાલી ગઈ. માશીએ પૂછ્યું:—"વિશ્વેશ્વર ત્યાં છે કે ?"

વહુએ માથું હલાવીને નકારમાં ઉત્તર આપ્યો.

"ક્યાં ગયો છે, તે જોઈ આવ જોઉં. તેની દશા ઉપરથી મ્હને એમ લાગે છે કે, તે તેલ લીધા સિવાયજ સ્નાન કરવાને ચાલ્યો જશે. સહજ પણ વિલંબ તેનાથી વેઠી શકાતો નથી. શું હજી સુધી તું તેના સ્વભાવને સમજી શકી નથી ?"

ખરી રીતે જોવા જઇએ તો માશીના કરતાં સાવિત્રી વિશ્વેશ્વરના સ્વભાવને ઘણી સારી રીતે સમજી શકી હતી; તેથી તે માશીને કાંઈ પણ ઉત્તર આપ્યા સિવાય તેલની વાડકી જ્યાં આગળ મૂકી હતી ત્યાંથી લઇને વિશ્વેશ્વરને શોધતી બ્હાર નીકળી. તેણે રામધનની માતાને ધીમેથી પૂછ્યું:—"તેઓ ક્યાં છે, તેની તમને ખબર છે ?"

રામધનની માતા પોતાના કામમાં તન્મય બની ગઈ હતી. તેણે કહ્યું:—"હું શું જાણું કે તેઓ ક્યાં છે! ઘરમાંજ હશે."

સાવિત્રી ઘુમટો સહજ ઉંચો કરીને ઘરમાં પાછી ફરી. એક વખત તેણે ચારે તરફ દષ્ટિ કરી જોઇ; પરંતુ કોઇ નજરે નહિ પડ્યાથી તે પાછી રસોડામાં જવા લાગી. એવામાં કોઇએ પાછળથી આવીને તેના વસ્ત્રનો પાલવ પકડ્યો. ગભરાઈ જઇને સાવિત્રીએ ચારે તરફ જોયું કે, કોઈ તેને જોતું તો નથી ને! જ્યારે કોઈ પણ તેની



" આટલી થોડી લાજ કેમ કાઢી છે ? હજી વધારે લાજ કાઢને ! "

B. A. P. Works.

પૃષ્ઠ ૧૭૯

નજરે પડયું નહિ ત્યારે તેલની વાડકી પતિના પગ પાસે મૂકીને તેણે કહ્યું:—" આ તેલ છે. "

" તેલને તો હું જોઈ શકું છું; પરંતુ એક વાત કહું તે સાંભળ."

સાવિત્રીએ વિનયપૂર્ણ નેત્રોથી ઘુમટામાંથીજ પતિના પ્રત્યે દષ્ટિ કરીને કહ્યું:—" હમણાં ઘણું કામ છે. મ્હને જવા દ્યો. "

" જવું હોય તો જા, કોણ તને બોલાવવા આવ્યું હતું ? વળી આટલી થોડી લાજ કેમ કાઢી છે ? હજી વધારે લાજ કાઢને ! " આમ કહીને વિશ્વેશ્વરે સાવિત્રીનો ઘુમટો સહજ આગળ ખેંચ્યો ! આથી કરીને સાવિત્રી બિચારી જલદીથી જીવ બચાવીને જતી રહી.

" ઉભી રહે—મ્હારી વાત સાંભળીને જા—ભલે ત્હારે જવું હોય તો જા: પરંતુ એનો બદલો મળશેજ !"

વિશ્વેશ્વર નદીએ જઇને સ્નાન કરી આવ્યો, તથા ભોજન કરવાને બેઠો. ભોજન પીરસતી વખતે માશી વિવિધ પ્રકારની વાતો પૂછવા લાગી. "કેશવકાન્ત મારે તું જે કન્યા જોવા ગયો હતો તે કેવી છે ? વહુને હું બે ચાર દિવસ તેનાં બા પાસે રહેવા મોકલવાની છું. અહિં તેને બિચારીને કોઇ તેના જેવી સહિયર મળતી નથી તેથી તેને આખો દિવસ ઘુમટામાં મ્હોં છુપાવીને બેસી રહેવું પડે છે; પરંતુ વહુને તેનાં બા પાસે વધારે દિવસ સુધી નહિ રહેવા દઉં—ત્રણ ચાર દિવસમાંજ પાછી બોલાવી લઇશ. તેની ગેરહાજરીમાં મ્હારા જીવને ચેન પડતું નથી. કેશવકાન્ત કહેતો હતો કે તમારી દુકાનમાં હમણાં સારી કમાણી છે, કેમ ? " વિશ્વેશ્વર માશીની આ સઘળી વાતોના ઉત્તર "હા હા—ઘણું સારું " વગેરે શબ્દોમાં આપતો હતો, તથા વચ્ચે વચ્ચે ચકિત દૃષ્ટિથી કવચિત્ રસોડા તરફ, કવચિત્ ખુલ્લાં બારણાં તરફ તો કવચિત્ દાદર તરફ જોઈ લેતો હતો. તેને એવી આશા હતી

કે તેના અકૃત્રિમ ક્રોપનો ભાવ અવશ્ય કોઇના જોવામાં આવશે !

ભોજન કરી વિશ્વેશ્વર શયનાલયમાં ગયો તો તેણે જોયું કે, સાવિત્રી શય્યાની પાસે ટિપાઈની ઉપર પાણીથી ભરેલો ગ્લાસ, પાનનો ડબ્બો તથા ટૉવેલ મૂકી ગઈ હતી. વિશ્વેશ્વર ઘણો ક્રોધે ભરાયો. તે ક્રોધનો માર્યો પાન ખાધા સિવાયજ સૂઇ રહ્યો. થોડા સમય પછી તેને યાદ આવ્યું કે, 'એક દિવસ મ્હેં આવી રીતે ગુસ્સાને લીધે પાન ખાધું નહોતું તેથી સાવિત્રી ઉદાસ નેત્રોથી મ્હારા તરફ જોઈ રહી હતી.' આથી તેણે પાનના ડબ્બામાંથી બે પાન લઇને ચાવી ખાધાં, તથા સાવિત્રીને મનમાં ને મનમાં ચેતાવી દીધી કે, ફરીથી આવું કામ કરીશ તો હું કદાપિ તને માફી આપીશ નહિ !

લગભગ બે કલાક સુધી સૂઈ રહ્યા પછી વિશ્વેશ્વર ઉઠ્યો, તથા પોતાના કામકાજની તપાસ કરવાને માટે કપડાં પહેરી ચાલ્યો ગયો. જતી વખતે તેણે માશીના ઓરડા પાસે જઇને ધીમેથી કાન માંડીને સાંભળ્યું તો તેને માલૂમ પડયું કે, સાવિત્રી મહાભારત વાંચે છે, અને માશી સાંભળે છે.

સંધ્યા સમયને થોડોજ વિલંબ હશે એવામાં વિશ્વેશ્વર ઘેર પાછો આવી પહોંચ્યો. પૂછી જોતાં તેને એમ માલૂમ પડયું કે અન્નપૂર્ણા જા[illegible]વીને ત્યાં ગઇ છે. વિશ્વેશ્વર ચૂપકીદીથી કોઇને શોધતો શોધતો ઘરમાં અને પછી દેવમંદિરમાં ગયો. ત્યાં જઇને તેણે જોયું કે સાવિત્રી એક પાત્રમાં પુષ્પો લઇને માળા ગુંથી રહી છે. વિશ્વેશ્વરે પ્રેમની એ યુગલમૂર્ત્તિઓ તરફ—પ્રથમ દેવીની પ્રતિમા તરફ તથા પછીથી નતમુખી સાવિત્રી તરફ જોયું. તેણે જોયું કે, ચતુર શિલ્પીએ દેવીના મુખપર જે વિચિત્ર પ્રેમપૂર્ણ ભાવને ઝળકાવ્યો છે, તેની મધુર છાયા સિંહાસનની નીચે બેઠેલી સાવિત્રીના મુખપર પણ છે. વિશ્વેશ્વરે ધીમેથી તેની પાસે જઇને પૂછયું:—

"તું આ માળા કોના કંઠમાં પહેરાવવાને ગુંથે છે ?"

ચમકીને સાવિત્રીએ વિશ્વેશ્વર તરફ જોયું, તથા લાજ કાઢીને કોમળ સ્વરે ઉત્તર આપ્યો:–"દેવતાને માટે."

"કયા દેવતાને માટે ?"

સાવિત્રી મસ્તક ઉંચું કરીને સ્વામીના તરફ જોવા લાગી. વિશ્વેશ્વરે ઘણી ગંભીરતાથી કહ્યું:–"તું માત્ર કેટલા દિવસમાંજ ત્હારા દેવતાને બદલે છે ? હું જોઉંછું કે, દેવત્વપદ આપવા લેવામાં તને વધારે વખત લાગતો નથી !"

આ સમયે સાવિત્રીએ સ્મિત હાસ્ય કરીને પોતાનું મસ્તક નીચું નમાવ્યું. વિશ્વેશ્વરને ઇચ્છા થઈ કે, 'તેનું મ્હોં ઉંચું કરી તેના સ્મિત હાસ્યને જોઈ લઉં.' આવી ઇચ્છાથી તે સાવિત્રી પાસે જઈને બેસી ગયો, તથા તેના હાથમાંથી અડધી ગુંથાયલી માળા ખુંચવી લઇને કહ્યું:–"હું કાંઈ સહેલાઈથી મ્હારો અધિકાર છોડનાર નથી. આ માળા મ્હારી છે."

સાવિત્રીએ અર્દ્ધશંકિત મુખે કહ્યું:–"આ શું કર્યું ? તમે પાપ કરો છો. આ માળા તો મારાએ દેવતાને માટે—"

"ત્યારે ત્હેં મ્હને પ્રથમથીજ કેમ કહ્યું નહિ કે એ માળા કયા દેવતાને માટે છે ? મ્હને લાગે છે કે, હવે ત્હારામાં પ્રથમના જેવી પંડિતાઈ રહી નથી."

સાવિત્રીએ વિશ્વેશ્વરના રંગઢંગ જોઇને પુષ્પપાત્ર એક બાજુએ મૂકી દીધું. દેવતાની સમક્ષ સ્વામીનું આવું અવિનય કૃત્ય જોઇને મનમાં ને મનમાં તે સહજ ડરી ગઈ હતી; તેથી તેણે દેવતાને પ્રણામ કર્યાં; પરંતુ અત્યાર સુધીમાં વિશ્વેશ્વરે પુષ્પમાળાને પોતાના ગળામાં પહેરી લીધી હતી. સાવિત્રીએ દેવતાને પ્રણામ કરીને જોયું

પોતાનું શિર ઉંચું કર્યું કે તરતજ વિશ્વેશ્વરે કહ્યું:—“ આ તરફ એક બીજા દેવતા ચૂપચાપ બકધ્યાન લગાવીને એવા આશાથી ખડા રહ્યા છે કે તેમને પણ તું આવી રીતે ભક્તિપૂર્વક પ્રણામ કરીશ; પરંતુ અત્યારે તે દેવતા પ્રણામ પામવાને ભાગ્યશાળી નથી ! ”

સાવિત્રીએ ચંચળ દૃષ્ટિથી પતિના તરફ જોયું. તેના મનમાં વિવિધ પ્રકારના વિચારો આવતા હતા. તેને એમ લાગ્યું કે, જાણે કે સાક્ષાત સૃષ્ટિના ઈશ્વરજ તેની સ્હામે ઉભા રહ્યા છે. તેનું હૃદય ભરાઇ આવ્યું, તથા આ ઉચ્છ્વાસના આવેગથી તે જેવી નતજાનુ થઇને પ્રણામ કરવાની તૈયારી કરતી હતી કે તરતજ એક સુદૃઢ બાહુપાશમાં તે જકડાઈ ગઇ—ગાઢ આલિંગનમાં બંધાઈ ગઇ ! વિશ્વેશ્વરે વ્યગ્ર કંઠે કહ્યું:—“ આ શું ? આ શું કરે છે ?” શરમાળ સાવિત્રીએ બીજી તરફ મ્હોં ફેરવીને કહ્યું:—“ કેમ, પ્રણામ કરવામાં કાંઇ દોષ છે કે ? ”

“ દોષ તો છેજ ! આ પ્રમાણે ગુરુ શિષ્યની માફક માત્ર નમસ્કાર તથા આશીર્વાદ કરવા કરાવવામાં શું તને શરમ નથી ઉપજતી ?”

“ શરમ શા માટે ઉપજે ? દેવતાને પ્રણામ કરવામાં શી શરમ છે ? ”

વિશ્વેશ્વર સાવિત્રી તરફ ટગર ટગર જોઈ રહ્યો. જાણે કે એ દૃષ્ટિમાં તિરસ્કાર, અભિમાન તેમજ વેદનાના ભાવ ભર્યા હતા. એ દૃષ્ટિને સાવિત્રી જોઈ શકી નહિ—સહન કરી શકી નહિ. તેણે પોતાનું મસ્તક નીચું નમાવી દીધું. વિશ્વેશ્વરે ગંભીર કંઠે કહ્યું:—“ સાવિત્રિ ! હજી પણ તું એવાંજ વચનો ઉચ્ચારે છે કે ? ત્હારા અંતરની વાત હું હજી સુધી સમજી શક્યો નથી. હજી પણ મ્હને તું આટલો પારકો સમજે છે કે ? ”

સ્વામીના ઉદાસ કંઠસ્વરથી સાવિત્રીને ઘણું દુઃખ થયું. તેણે મલિન મુખે કહ્યું:—“એમાં મ્હેં શું તમને પરાયા સમજ્યા ?”

“હાસ્તો, તું જ્યારે મ્હને દેવતા કહે છે, ત્યારે મ્હને કહે જોઇએ કે દેવતા કોને કહેવાય છે ?”

“જે અનાથોને આશ્રય આપે, દુઃખીઓનું દુઃખ દૂર કરે તથા રસ્તે રખડતાં ભિખારીઓને સિંહાસનપર બેસાડી દે તેને દેવતા કહેવાય.”

આટલા શબ્દો સાંભળતાંની સાથેજ વિશ્વેશ્વરે સાવિત્રીને પોતાના હૃદય સાથે ચાંપી દીધી, તથા નમ્ર સ્વરે કહ્યું:—“અને જે પ્રેમ કરે છે તથા માત્ર પ્રેમજ ચ્હાય છે તેને મનુષ્ય કહેવાય છે ! બીજા કોને જેમ કહેવું હોય તેમ ભલે કહે; પરંતુ તું મ્હને એમ કહીશ નહિ. મ્હારા સહવાસમાં રહીને પણ તું મ્હને પિછાની શકી નથી. સાવિત્રિ ! આપણે પાસે છીએ છતાં આપણા બન્નેમાં આટલું અંતરાય રહેશે !”

આ સમયે સાવિત્રીએ સ્વામીના હૃદયપર પોતાનું શિર મૂકી દીધું. તેણે એમ કહેવાની ઇચ્છા કરી કે, ‘તમે મ્હને જે કાંઈ આપ્યું છે, તે મેળવવાની હું સ્વપ્નમાં પણ આશા રાખી શકતી હતી કે ? આજે પણ શું હું મ્હને તમારી બરાબર સમજી શકું કે ? વાયુના વંટોળિયામાં એક પાંદડું જેમ ઉડતું ઉડતું કોઇ અજાણ્યા સ્થળે ચાલ્યું જાય છે તેમ અમે લોકો પણ દરિદ્રતાના દુઃખના વંટોળિયાથી ઉડી ઉડીને એવા સ્થળે જઇ પહોંચ્યા હોત કે અમારો પત્તો પણ લાગત નહિ; પરંતુ તમે અમને આશ્રય આપ્યો છે. તથા આશ્રય કરતાં પણ વિશેષમાં પોતાના ચરણોમાં સ્થાન આપ્યું છે.”

એકાએક બ્હારથી આ સમયે કોઇ બાળક બોલી ઉઠયો:—
“બ્હેન !”

“કાલી આવ્યો છે.” એમ કહીને સાવિત્રી જલદીથી ચાલી

ગઈ. વિશ્વેશ્વર બીજી તરફનાં બારણાંમાંથી ઉતાવળો ઉતાવળો ચાલ્યો ગયો. કારણ કે સાવિત્રી ગઈ કે તરતજ તે સમજી ગયો હતો કે, માશી આંગણામાં આવી પહોંચ્યા છે ! થોડા સમય પછી સાવિત્રીએ પોતાના શયનગૃહમાં આવીને દીવો સળગાવ્યો. વિશ્વેશ્વર પણ ફરી ફરીને શયનગૃહમાં આવી પહોંચ્યો હતો. તેણે પાનનો ડબ્બો હાથમાં લઇ સાવિત્રીને બતાવીને કહ્યું:—"મ્હારી અને ત્હારી વચ્ચે જે તકરાર છે તેને મ્હેં આ સમયે દબાવી રાખી છે; પરંતુ તું એમ ન ધારતી કે હું એને ભૂલી ગયો છું." તેની વાત સાંભળી ન સાંભળી કરીને સાવિત્રી ચાલી ગઇ.

વિશ્વેશ્વર એક પુસ્તક લઇને તેનાં પૃષ્ઠો ફેરવવા લાગ્યો. તે વાંચતો નહોતો—માત્ર જોયા કરતો હતો. આ સમયે તેનાં નેત્રોમાં આનંદનાં રશ્મિ, પ્રાણમાં માત્ર કલ્પનાઓની ક્રીડા અને શરીરમાં પુલકાવલી છવાઇ રહી હતી. એકાએક ચોપડીમાંથી એક પત્ર બ્હાર નીકળી પડયો ! આ પેલો સતીએ લખેલો પત્ર હતો. આ સતીનું છેલ્લું ઘોષણાપત્ર હતું ! વિશ્વેશ્વર મનમાં ને મનમાં એ પત્ર વાંચી ગયો. તેને ઘણા દિવસ પૂર્વેની વાત યાદ આવી. એ સમયે તેને સતીનાં એ વચનો દુઃખી દિલની દુરાશીષો લાગ્યાં હતાં; પરંતુ આજે તે એવાં લાગ્યાં નહિ. તેની હવે એવી ખાત્રી થઇ કે, એ વચનો જો કે કાંઇક વેદનાક્લિષ્ટ હતાં; પરંતુ તે સાથે મંગલાકાંક્ષી સ્નેહપૂર્ણ હૃદયના અજસ્ર આશીર્વાદરૂપ હતાં. સતીએ લખ્યું હતું કે, "અધમ સ્ત્રીજાતિનો એક દિવસ એવો આવશે કે, તમે તેના પ્રત્યે પ્રેમ ધરાવશો ! આ અધમ જાતિ પોતાના હૃદયમાં કેટલો મ્હોટો સમુદ્ર છુપાવી બેઠી છે તેનો મર્મ એક દિવસે તમે સમજશો—જરૂર સમજશો. તે દિવસે તમે આ વાતનો સ્વીકાર કરશો કે, સંસારમાં સ્નેહની લેવડદેવડમાંજ સૌથી વિશેષ સુખ સમાઇરહેલું છે !" આ શું અભિશાપ છે ? આતો ભવિષ્યવેત્તાની

ભવિષ્યવાણી છે! ખરેખર હું મહા મૂઢ હતો કે આ વચનોનો મર્મ અત્યાર સુધી સમજી શક્યો નહોતો. ફરીથી તેણે વાંચ્યું:—"તમે સુખી થાઓ, તથા બીજાને સુખી બનાવો." આ સમયે વિશ્વેશ્વરે આ પત્રને પોતાના મસ્તકપર ચાંપ્યો.

ત્યાર પછી તેણે વિચાર્યું કે, આ પત્રને ફાડીને ફેંકી દેવો જોઇએ. જો કદાચ એ સાવિત્રીના જોવામાં આવશે તો મહા અનર્થ થશે. આ પત્ર જો તે વાંચશે તો તેને ઘણું દુઃખ થશે. સાવિત્રીથી આ વાત છુપાવતાં વિશ્વેશ્વરને ઘણું દુઃખ થતું હતું; પરંતુ આ ભેદને છુપાવ્યા સિવાય તેનું કલ્યાણ નહોતું. લાચારીથી તેણે એ પત્ર એજ સમયે દીવા ઉપર ધરી દીધો!

—(०)—

## પ્રકરણ ૧૮ મું.

—(०)—

### દેવી અન્નપૂર્ણાની સ્થાપના.

અન્નપૂર્ણા દેવીની ઇચ્છા હતી કે, ચૈત્રમાસમાંજ નવીન મંદિરમાં દેવતાની પ્રતિષ્ઠા થઈ જાય; પરંતુ વિવિધ પ્રકારની સાંસારિક ઉપાધીઓને લીધે એ સમયે પ્રતિષ્ઠા થઈ શકી નહિ. વિશ્વેશ્વરનું લગ્ન થયા પછી બરાબર બે વર્ષે—જે દિવસે તેનું લગ્ન થયું હતું તેજ દિવસે મંદિર અને મૂર્ત્તિની પ્રતિષ્ઠાનો દિવસ નક્કી કરવામાં આવ્યો.

એટલામાં સાવિત્રીના હૃદયપર બીજો પણ એક આઘાત થયો. જાહ્નવીદેવીને પૃથિવીપર કોઇ પણ પ્રકારથી શાન્તિ મળતી નહોતી તેથી એક દિવસે એકાએક તેનું પ્રાણપક્ષી ઉડી ગયું, તથા તેણે સદાને માટે શાન્તિ મેળવી લીધી. સાવિત્રીએ પ્રથમ તો ઘણું રુદન કર્યું; પછીથી તેણે

વિચાર્યું કે, 'બા બ્હેનની પાસે ચાલી ગઈ. ત્યાં હવે બન્ને જણાં સુખ શાન્તિમાં રહી શકશે ! અમને સર્વ પ્રકારે સુખી જોઇને બા પોતાની અભાગિની કન્યાને શાન્તિ આપવાને ગઈ છે, આમ વિચારીને સાવિત્રીએ પોતાનાં આંસુ સાફ કરી નાખ્યાં.

કેશવકાન્તનો વિવાહ થઈ ગયો. તે પોતાનો ગૃહસંસાર સુયોગ્ય રીતે ચલાવવા લાગ્યો. કાલી સિવાય સાવિત્રીને ગમતું નહિ હોવાથી, કાલી ઘણો ખરો સમય વિશ્વેશ્વરને ત્યાંજ રહેવા લાગ્યો. હવે શાસ્ત્રીજીનાં ઘરનાં નવીન માણસોને લઇને ભાગ્યદેવીએ નવા સુખદુઃખના ચક્રમાં ફરવાનો આરંભ કર્યો.

મંદિર તૈયાર થઇ ગયું, તથા તેમાં અન્નપૂર્ણાદેવીની મૂર્ત્તિની પ્રતિષ્ઠા થઇ ગઈ. આ ઉત્સવ પ્રસંગે સમસ્ત ગામમાં આનંદ આનંદ થઇ રહ્યો સઘળા લોકોએ વિચાર્યું હતું કે, અન્નપૂર્ણા પોતાના રૂપિયાથી કોઈ મ્હોટી અતિથિશાળા અગર તો સદાવ્રતની સ્થાપના કરશે. વિશ્વેશ્વરે પણ પ્રથમ એમજ વિચાર્યું હતું; પરંતુ અન્નપૂર્ણાએ કહ્યું:— "બેટા ! ભગવાન્ કોઈ પણ પ્રકારે સઘળાં મનુષ્યોને ભોજન તો આપે છે; તેથી આપણા દેશમાં ભૂખનું દુઃખ કાંઇ મ્હોટું દુઃખ નથી; પરંતુ જે લોકો મનુષ્યો તેમજ સમાજના જુલ્મથી દુઃખી થાય છે, તેમના દુઃખની સીમા હોતી નથી; તેથી આ સંપત્તિમાંથી તું એવી વ્યવસ્થા કર કે જેથી ગરીબ માણસ કન્યાઋણમાંથી ઉદ્ધાર પામે. મ્હારે બીજું કાંઇ પુણ્ય જોઇતું નથી; મ્હારી માત્ર એજ ઇચ્છા છે કે, મ્હારા દેશની કુમારી બાળિકાઓ માબાપની ગરીબાઇને લીધે જીવનપર્યંતને માટે ધકધકતી આગમાં ન પડે ! જો કદાચ મ્હારી આ સામાન્ય સંપત્તિથી એક બાળિકાની આંખોનાં આંસુ પણ સાફ કરી શકાશે તો હું સમજીશ કે, મ્હારી સઘળી સંપત્તિનો સદુપયોગ થયો છે."

વિશ્વેશ્વરે માતા સમાન માશીની આજ્ઞાને પાળી, તથા તેની આપેલી સંપત્તિથી જે ફંડ ખોલવામાં આવ્યું તેનું નામ "અન્નપૂર્ણાનો ભંડાર" રાખવામાં આવ્યું. અન્નપૂર્ણાએ આ નામ નહિ રાખવા માટે વિશ્વેશ્વરને ઘણુંય કહ્યું; પરંતુ વિશ્વેશ્વરે માશીના કહેવા તરફ લક્ષ્ય આપ્યું નહિ.

'અન્નપૂર્ણાના મંદિર'માં એ દિવસે ઘણી ગિર્દી હતી. વસ્ત્રદાન અપાતું હતું, વિદેશથી આવેલા પંડિતોને રાજી કરીને વિદાય કરવામાં આવતા હતા. આ સઘળાં કાર્યોમાં ગામના લોકોએ પણ તન-મનથી મહેનત કરવા માંડી હતી. આજે સઘળા લોકો વિશ્વેશ્વરના ઘણા હિતૈષી અને વિશ્વાસપાત્ર બની રહ્યા હતા. સાવિત્રી સાક્ષાત્ લક્ષ્મીની માફક મંદિરના ચૉકમાં તન્મયતાથી ભોજન પીરસતી હતી. અન્નપૂર્ણાએ તેને શ્રમ ન ઉઠાવવા ઘણી મના કરી; પરંતુ તેણે કાંઇ સાંભળ્યું નહિ. જ્યારે સંધ્યા થઈ ગઇ ત્યારે અન્નપૂર્ણા તેનો હાથ પકડીને તેને ભોજન-ભંડારની બ્હાર ખેંચી ગઇ, તથા તેણે કહ્યું:—"ઓ ગાંડી છોકરી ! મ્હને લાગે છે કે તું આજે અતિશય મહેનત કરીને બિમાર થઇ જઇશ. થોડું ભોજન કરી લઇને આરામ લે." ચારે તરફ લોકોનો અવર જવર ચાલુ હતો. અન્નપૂર્ણાદેવીની મૂર્તિ ઉજ્વળ શોભાથી હસી રહી હતી. સાવિત્રી પોતાના કપાળપરનો પસીનો સાફ કરી નાખી વસ્ત્રાંચલથી મ્હોંપર વાયુ ઢોળવા લાગી. આ સમયે બારણામાં આવીને કોઇએ કહ્યું:—"અંદર કોણ છે ? જરા માતાજીનું ચરણામૃત આપો—ઘણી તૃષા લાગી છે." સાવિત્રીએ જોયું તો તેણે બારણાંમાં પતિદેવને જોયા. વિશ્વેશ્વરનું સમસ્ત શરીર પસીનાથી ભીંજાઇ ગયું હતું. તે થાકીને લોથપોથ થઇ ગયેલો જણાતો હતો.

જ્યારે વિશ્વેશ્વરે જોયું કે, ત્યાં બીજું કોઈ નથી ત્યારે તે મં-

દિરમાં ગયો. સાવિત્રી પોતાના વસ્ત્રના પાલવથી પતિને વાયુ ઢોળવા લાગી. તેણે કહ્યું:–"તમે શા માટે આટલી બધી મહેનત કરો છો?"

"ત્યારે તું કેમ કરે છે?" કહીને વિશ્વેશ્વર હસ્યો. સાવિત્રીએ જલદીથી દેવીનું ચરણામૃત તથા થોડું શરબત લાવી સ્વામીને આપ્યું. ચરણામૃત તથા શરબત પીને વિશ્વેશ્વરે મધુર કંઠે કહ્યું:–"સાવિત્રિ! આજે કયો દિવસ છે? યાદ છે કે?"

"હા." કહીને સાવિત્રી હસી.

"આજે હું આટલી બધી ઉપાધિમાં છું તો પણ વારંવાર એ વાત મ્હને યાદ આવે છે. ઠીક, સાવિત્રિ! એમ તો કહે કે, જો એ લોકોએ વિવાહ સમયે એટલી તકરાર ન કરી હોત તો શું થાત?"

"કેટલી વખત એ હકીકત પૂછશો? થવાનું શું હતું? ઈશ્વર જે કરે છે તે સારુંજ કરે છે."

"વાહરે! તું તો મહા સાધ્વી જણાય છે!"

સાવિત્રીએ સ્નિગ્ધદૃષ્ટિથી સ્વામી તરફ જોઇને કહ્યું:–"આ સમયે હું પણ એજ વિચારું છું; પરંતુ એ સમયે તો હું ખરેખર જડ–નિર્જીવના જેવી બની ગઇ હતી. જો તે સમયે એ પ્રકાર બની ગયો હોત તો મ્હને કાંઈ નફો નુકસાન ન થાત. એ સમયે મ્હને એક મ્હોટો લાભ તો એ લાગતો હતો કે, બા એક મ્હોટી ચિન્તાથી મુક્ત થાત. તે સમયે મ્હારા મનમાં કોઇ પણ પ્રકારની આશા કે વાસના નહોતી."

વિશ્વેશ્વર નિર્નિમેષ નયનોથી એ પ્રેમમયી, ભાવમયી મૂર્તિના તરફ જોતો મનમાં ને મનમાં કહેવા લાગ્યો:—"જો તું આવી સંન્યાસિની ન હોત તો તુંહ્મારા આ અજ્ઞાની મૃત સ્વામીને નવજીવન કેવી રીતે આપી શકત?"

આ સમયે સૌમ્યમૂર્ત્તિ અન્નપૂર્ણા પોતાના હાથમાં એક ન્હાના સુંદર સુકુમાર બાળકને ત્યાં લઈ આવી. બાળકને સાવિત્રીના હાથમાં આપતાં અન્નપૂર્ણાએ કહ્યું:-"બિચારાનું રડી રડીને ગળું સુકાઇ ગયું છે, છતાં તને કાંઈ ભાનજ નથી! આવી મા તો મ્હેં એક પણ જોઇ નહિ!" વિશ્વેશ્વર શરમાઇ જઈ બીજા બારણામાંથી પલાયન કરી ગયો. તેણે જતાં જતાં એક વખત લોભી લોચનોથી મંદિરમાં જોયું- અન્નપૂર્ણાના મંદિરની પ્રેમમયી પ્રતિમા માતૃત્વની પૂર્ણમૂર્ત્તિથી જગતમાં અજસ્ર સ્નેહધારા વર્ષાવી રહી હતી!



## રા. રા. વ્રજલાલ જાદવજી ઠક્કરકૃત રસિક નવલકથાઓ.

| | | |
|---|---|---|
| ૧ | પ્રેમની પ્રતિજ્ઞા ... ... ... | ૦—૩—૦ |
| ૨ | નિર્ભાગી કુસુમ ... ... ... | ૦—૪—૦ |
| ૩ | નવીન સંન્યાસી ... ... ... | ૦—૮—૦ |
| ૪ | સમાજ ... ... ... ... | ૧—૧૨—૦ |
| ૫ | વાર્તાવિહાર ... ... ... | ૦—૧૨—૦ |
| ૬ | ચિત્તોડપર ચઢાઇ અથવા પદ્મિનીનું અનુસંધાન ... | ૧—૦—૦ |
| ૭ | ગૃહિણી કે દેવી ? ... ... ... | ૧—૦—૦ |
| ૮ | ગુલશાના... ... ... ... | ૧—૦—૦ |
| ૯ | દગાબાજ દુનિયા [ સચિત્ર ] ... ... | ૧—૮—૦ |
| ૧૦ | અકબર રાજ્ય રહસ્ય ભાગ ૧ લો. [ સચિત્ર ] ... | ૧—૪—૦ |
| | „ ભાગ ૨ જો. | ૧—૪—૦ |
| ૧૧ | રણઘેલા રજપૂતો અથવા સતીઓનું શૂરાતન | ૧—૮—૦ |
| | „ ભાગ ૨ જો. ( છપાય છે. ) | ૧—૮—૦ |
| ૧૨ | રાજનન્દિની અથવા હૃદય--ત્રિપુટી ... ... | ૧—૪—૦ |
| ૧૩ | વનવાસિની... ... ... ... | ૧—૪—૦ |
| ૧૪ | મિલન--મંદિર ... ... ... | ૧—૪—૦ |
| ૧૫ | સરોજસુંદરી અથવા સુધરેલો જમાનો ... ... | ૧—૮—૦ |
| ૧૬ | કંગાલ કેદી અથવા સ્નેહ--બંધન ( સચિત્ર ) ... | ૧—૧૨—૦ |
| | „ „ ભાગ ૨ જો. ( છપાય છે ) | ૨—૦—૦ |
| ૧૭ | ભાગ્યદેવીની ભયંકરતા ! ( સચિત્ર ) ... ... | ૧—૪—૦ |
| ૧૮ | નવીન ગૃહિણી ... ... ... | ૦—૩—૦ |
| ૧૯ | કુસુમકાન્ત ( છપાય છે ) ... ... | ૨—૮—૦ |

દરેક પુસ્તકનું વી૦ પી૦ પોસ્ટેજ જુદું.

લખો:—**વ્રજલાલ જાદવજી ઠક્કર.**

માંડવીની પોળ—**અમદાવાદ.**

# વાંચવાલાયક નવલકથાઓ.



| | |
|---|---|
| કમળાદેવી. | ૧—૮—૦ |
| કાશ્મીર અને કેશરી. | ૧—૦—૦ |
| વિપલતા. | ૦-૧૨-૦ |
| પંદરલાખપર પાણી. | ૧—૦—૦ |
| કાળરાત્રિનું ખૂની ખંજર ભાગ ૧ લો. | ૧—૦—૦ |
| ,, ,, ભાગ ૨ જો. | ૧—૮—૦ |
| રણમેલા રજપૂતો. | ૧—૮—૦ |
| ભક્તાણી કે ભામટી. | છપાય છે. |

## સુપ્રસિદ્ધ નવલકથાકાર રા. ઠક્કુર નારાયણ વિસનજીકૃત રસિક નવલકથાઓ

**રમણી કે રાક્ષસી?**—અબળા જ્યારે મદનના મદથી ઉન્મત્ત બની જાય છે, તે વેળાએ પોતાના વિકારની તૃપ્તિ માટે તે કેવાં કેવાં ભયાનક કૃત્યો અને અશ્રુતપૂર્વ સાહસો કરે છે અને તે એટલી હદ સુધી કે કોઈ મહા નીચ અને અત્યંત ઘાતકી પુરૂષને પણ તેના સમક્ષ લજ્જાથી માથું નીચું નમાવવું પડે; એનું આ નવલકથામા આબેહુબ ચિત્ર આલેખાયલું છે. સત્યપ્રેમી જનોના શિરપર એક પછી એક આવતાં અનેક સંકટો, કામી જનોના વિવિધ પ્રકારના છળપ્રપંચ, નીચ નારીઓના કુટિલતા, કામી પુરુષોની પરવશતા, અને સંસારની વિલક્ષણતા આદિ વિષયો આ નવલકથામાં સરલતાથી વર્ણવાયા છે. ઉત્તમ કાગળ, ઉત્તમ છપાઈ, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો અને પૃષ્ઠ સંખ્યા લગભગ ૨૫૦, કપડાંનું સોનેરી નામવાળું સુંદર સોનેરી પૂઠું કિમ્મત રૂ. ૧—૮—૦.

**આજકાલનું હિન્દુસ્તાન** અથવા **પ્રાણહારક મૃગજળ**—

ચાલુ સમયમાં ચાલતા નીંદ્ય સુધારા, ગાડીવાડીના વૈભવ ખાતર ગમે તેવા શ્રીમંત પતિ મેળવવાની લાલસા, શ્રીમંતોનાં મૃત્યુ સમયે થતાં ખ્યાલના સ્વપ્ને ન આવે તેવા બનાવ, આદિ સાંસારિક ઘટનાઓ વાંચવાથીજ ખ્યાલ થશે. આ સાંસારિક નવલકથા એવી અપૂર્વ લખાયેલી છે કે એક વાર તે વાંચવા લીધા પછી તે પૂર્ણ કર્યા વગર ચેન પડશે નહિ. સુંદર ફોટોગ્રાફનાં ચાર ચિત્રો, પાકું સોનેરી પૂઠું, ગ્લેજ ઉંચા કાગળ, કિમ્મત રૂ. ૧—૮—૦ પોસ્ટેજ માફ. મળવાનું ઠેકાણું:—

બુકસેલર **મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**, ત્રણ દરવાજા—**અમદાવાદ.**

**ભયંકર ભદ્ર** અથવા કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસાર માટે!—આ સંસારના ક્ષણભંગુર ભોગવિલાસની લાલસાથી મહત્ત્વાકાંક્ષાના પ્રવાહમાં તણાઇને ક્ષુદ્ર માનવી પિશાચના દાસત્વને સ્વીકારીને આ જગતમાં કેવાં કમકમાટી ઉપજાવનારાં કુકૃત્યો કરે છે અને જ્યારે પિશાચની નરકગર્તામાં પડવાનો પ્રસંગ તેમનાં નેત્રો સમક્ષ આવીને ઉભો રહે છે, તે વેળાયે તેમની કેવી દયાજનક દુર્દશા થઈ જાય છે, એનું જો તાદૃશ્ય શાબ્દિક ચિત્ર જોવું હોય, તો તે કેવળ આ અદ્ભુત નવલકથામાંજ દેખાશે. આ નવલકથાનો મૂળ લેખક રેનૉલ્ડ્ઝ. છે અને અનુવાદક ઠક્કુર નારાયણ છે એટલે ગ્રંથની અધિક પ્રશંસા કરવાની આવશ્યકતા રહેતીજ નથી. લગભગ ૩૦૦ પૃષ્ટના સોનેરી નામ તથા સુંદર બાઈન્ડીંગના સચિત્ર પુસ્તકની કિમ્મત માત્ર રૂ. ૨—૦—૦ પોસ્ટેજ અને વી. પી. ખર્ચ જૂદું.

## ચુનીલાલ વર્ધમાન શાહકૃત પુસ્તકો.

**લતા અને લલિતા.** ભાગ ૧-૨-૩-૪—સંસારના વિલક્ષણ ઘટમાળ દર્શાવનારી, અને લતા તથા લલિતા નામની બે બ્હેનો પોતાના જૂદા જૂદા પ્રકારના સ્વભાવને લીધે કેવાં સુખદુઃખમાંથી પસાર થાય છે તે દર્શાવનારી અને પ્રત્યેક લાઇબ્રેરીમાં અગત્યના પુસ્તક તરીકે માન પામેલી આ સાંસારિક વાર્તા દરેક ગુજરાતી ભાષા જાણનારે વાંચવી જોઇએ. દરેક ભાગનાં ૨૦૦ પૃષ્ઠ અને દરેકમાં ચાર ફોટોગ્રાફિક સુંદર ચિત્રો સાથે. દરેકનું મૂલ્ય ૧૨ આના. સઘળાં પુસ્તકોમાં પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ વધારે સમજવું. મળવાનું ઠેકાણું:—

બુકસેલર **મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,** ત્રણ દરવાજા—**અમદાવાદ.**

**બાગે શયતાન** અથવા તલવારનું તુફાન—આ એક ડિટેક્ટીવ નવલકથા છે. ડિટેક્ટીવ રામપાલસિંહની અજાયબીભરેલી ચાલાકી, ભયંકર ખૂનરેજી, કાપાકાપી વગેરે હૃદયદ્રાવક બનાવો એક પછી એક એવા આવ્યા છે કે તે વાંચતાં હૃદય કંપી જાય છે. ગુપ્ત ચાલાકી ભરેલા દાવમાંથી અને છુપા ભેદભરમોથી આ પુસ્તક છલોછલ ભરેલું છે. કાગળ ગ્લેજ ઉંચા. પાકું પૂઠું છતાં કિં. રૂ. ૨ પોસ્ટેજ માફ.

**કુમળાદેવી**—આ ઐતિહાસિક નવલકથામાં વીર, કરુણા, શ્રૃંગાર આદિ રસનો મહાસાગર છે. માતૃભૂમિનું ગૌરવ, રણશૂરા રજપૂતોની સ્વદેશ ભક્તિ અને આત્મત્યાગનાં જ્વલંત ઉદાહરણ, વિશુદ્ધ સ્નેહ તેમજ સંયોગ વિયોગના હૃદય—ભેદક, ચિત્તાકર્ષક અને રસમય પ્રસંગોથી ભરપૂર સુંદર સફેદ ગ્લેજ કાગળ, ૪૦૦ પૃષ્ઠ, પાકું સોનેરી પુઠું, છતાં કિમ્મત માત્ર રૂ. ૧—૮—૦.

**રા. નગીનદાસ મંછારામકૃત રસિક નવલકથા.**

**મધુર-મધુરી** અથવા **મુંબાઈની મોહિની**—અલબેલી મુંબાઈની આકર્ષણીય મોહિનીનું દિગ્દર્શન કરી તેમનાં કામબાણુ-ની—વિલાસી યુવકો ઉપર કેવી રામબાણ અસર થાય છે, અને પરનારીના પ્યારથી તેમની કેવી પાયમાલી તેમજ ખાનાખરાબી થાય છે, એક આદર્શ આર્ય અબળાનું શું કર્ત્તવ્ય છે, વફાદાર મનુષ્ય આત્મત્યાગનું ઉત્તમ દૃષ્ટાન્ત કેવી રીતે દર્શાવે છે વગેરે રસમય અને ચમત્કારિક બનાવોથી ભરપૂર. મ્હોટી સાઈઝનાં લગભગ ૨૫૯ પૃષ્ઠ. ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો, ગ્લેજ કાગળ, મનહર છપાઈ પાકું રૂપેરી પૂઠું. કિમ્મત. રૂા. ૧—૮—૦.

મળવાનું ઠેકાણું—

બુકસેલર **મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**, ત્રણ દરવાજા—**અમદાવાદ.**